વલા તત્તબેઉ ખોતોવાતિ શ્શયાતીને ઇન્નહુ
લકુમ ઓદુંવ મ્મોબીન.

(અને તમે શેતાનને પગલે ચાલો નહિ. ખરેખર એ તમારો ખુલ્લો દુશ્મન છે.) O. T.

આવૃતી ૨ જી

નકલ ૨૦૦૦



# અલ-અઝાન



લેખક:—"અચલ."

પ્રકાશક:—
વી. એમ. માળીયાવાલા.

કીંમત ૦)= આના

## VARAS DAHYABHAI VELJI.

## વારસ ડાહ્યાભાઇ વેલજી.



"સુલતાનીયા ઓર્ફનેજ"ના સ્થાપક ને સંચાલક, 'ડક્કન' કાઉન્સીલના અગાઉના પ્રેસીડેન્ટ, ધર્મ સાહિત્ય પ્રચાર માટે ઉત્તેજન આપનાર અને જુદા જુદા કોમી ક્ષેત્રોમાં તેમની તન, મન, ધનની લાંબા વખતની નિઃસ્વાર્થ સેવાઓ ન ભુલાય તેવી છે.

# આભાર પત્રિકા.

## આ પુસ્તક પ્રગટ કરવા પુર્વે કેટલાક ધર્મપ્રેમી બંધુઓએ અગાઉથી ગ્રાહક થઇ, મ્હને આભારી કર્યો છે તેમના નામ આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૨૨૫ | વારસ ગુલામહુસેનભાઇ મોલેદીના | કચ્છ મુંદ્રા |
| ૧૦૦ | મીશનરી મોલેદીનાભાઇ મેઘજી | આફ્રિકા |
| ૧૦૦ | મુખી લાલજીભાઇ દેવરાજ | મુંબઇ |
| ૪૦ | વારસ ડાહ્યાભાઇ વેલજી | અહમદ નગર |
| ૪૦ | મુખી જીવાભાઇ ઇસમાઇલ પ્રેસીડેન્ટ આગ્રા કાઉન્સીલ | કાસાપુર |
| ૪૦ | શેઠ આહમદભાઇ પુંજા માજી પ્રેસીડેન્ટ | આગ્રા |
| ૨૫ | આલીજાહ અલીદીનાભાઇ અલીમહમદ | કરાંચી |
| ૨૫ | ,, બંદાલીભાઇ કાસમ | ,, |
| ૨૫ | કેપ્ટન પીરમહામદ વી. હાજીયાણી એચ એચ. આગાખાન્સ વોલન્ટીયર કોર | મુંબઇ |
| ૨૫ | આલીજાહ મીશનરી સબજાઅલીભાઇ રમજાનઅલી | કરાંચી |
| ૨૦ | શેઠ શાબાનભાઇ મોહિબ | ,, |
| ૨૦ | મુખી આલીજાહ ડૉ. દાતુભાઇ રમજાન | ,, |
| ૨૦ | કામડીયા ચાગલાભાઇ વલી | ,, |
| ૨૦ | મીશનરી જાફરભાઇ લાલજી | ,, |
| ૧૦ | મુખી ધરમશીભાઇ શામજી | ઓમારા |
| ૧૦ | શેઠ અલીમહામદભાઇ ડાહ્યા | મુંબઇ |
| ૧૦ | મુખી રાસીદભાઇ અબ્દલા | કચ્છકેરા |
| ૧૦ | ,, સુલેમાનભાઇ ઝવેર | મુંબઇ |
| ૧૦ | શેઠ તારમહામદભાઇ રવજી | વાંદરા |
| ૧૦ | ,, કાસમઅલીભાઇ, કલ્યાણ | મુંબઇ |
| ૧૦ | ,, જીવરાજ પીરભાઇ | ,, |
| ૧૦ | ,, હુસેનભાઇ શરીફ | કુરલા |
| ૫ | કામડીયા આલીજાહ પીરભાઇ કાનજી સચ્ચેદીના | કચ્છકેરા |
| ૫ | મુખી હાસમભાઇ લાલુ | સીંધ હેદ્રાબાદ |

---

# બીજી આવૃતિનું વકતવ્ય.

"અલ-બુરહાન"ની પહેલી આવૃતિ થોડા માસ પૂર્વે મી. વી. એમ. માલીયાવાળા તરફથી પ્રગટ કરવામાં આવી હતી અને તે "દાસ" પ્રિન્ટીંગ વર્કસમાં છપાવવામાં આવી હતી. આજે થોડાજ સમયમાં આ લોકપ્રિય થયેલા પુસ્તકની બીજી આવૃતિ ધરલાઇલી જનતાના કરકમળમાં મુકતાં મને અવર્ણનીય હાર્દિક આનંદ થાય છે.

અલ્પ માસમાં તેની એક હજાર નકલો ચટણીની માફક જોતજોતામાં વ્હેંચાઇ ગઇ અને બીજી નકલોની દુરદેશાવરોથી માગણીઓ આવવા લાગી. સ્ટોકમાં એક પણ નકલ સિલક નહીં રહેતાં ઇસ્માઇલી જનતાની માગણીને તૃપ્ત કરવા બીજી આવૃતિ છપાવવાનું માથે લેવામાં આવ્યું. "અલ-બુરહાન"ની પુર ઝડપી માંગણીઓ પુરવાર કરી આપે છે કે, ઇસ્માઇલી જનતા પોતાના ધાર્મિક સવાલોમાં રસ લેવા જાગૃત બની રહી છે અને કોમ તરફથી પ્રગટ થતા સાહિત્યની કદર કરી તેને ઉત્તેજન આપી પોતાના વ્હાલા ધર્મ પ્રત્યેની અખંડ પ્રેમભકિત પ્રદર્શીત કરવા અતિ તીવ્ર ઇચ્છા ધરાવે છે. પવિત્ર ઇસ્માઇલી ધર્મ તથા તેના પેશવા આકાએ નામદાર મૌલાના હાઝર ઇમામ પ્રત્યેના વિઘ્નસંતોષીઓના બેલગામ નિંદા પ્રયોગો અને એક સભ્ય પુરૂષને અણછાજતી વલણને લઇ ઇસ્માઇલી કોમમાં ભારે અણગમો પ્રગટી નીકળ્યો છે. એવા બેલગામ અન્ય ધર્મની નિંદા કરનારા લેખકો ધર્મના અનુયાયીઓની લાગણીને કેટલો

બધો આઘાત કરે છે તે, અનેક વખતે એવા ગંદા અને વેર-ઝેરની લાગણી ઉત્પન્ન કરનારા સાહિત્ય વિરૂધ્ધ પ્રગટ કરવામાં આવેલી ઇસ્માઇલી જનતાની વર્તમાન લાગણી વિશેષ સ્પષ્ટ-તાથી દેખાડે છે.

કેટલાક ડાહ્યા ડમરા ઇસ્નાઅશરી લેખકો તરફથી એવો બચાવ કરવામાં આવે છે કે, ઇસ્માઇલી લેખકો તરફથી પણ તેવું સાહિત્ય પીરસાય છે. વસ્તુત આ વાતમાં જરાએ વજુદ નથી એમ ન્યાયી પબ્લીક જોઇ શકશે. કારણ, એક બે વર્ષ નહીં બલ્કે બે દશકા પુર્વેથી આવા પ્રકારની છેડતીઓ કરવામાં આવી છે. ઇસ્માઇલી લેખકો સભ્યતાને ખાતર ચુપકીદી ધારણ કરી રહ્યા હતા. પરંતુ તેમના પ્રાણથી પણ વ્હાલા ધર્મ અને આકાએ નામદાર પ્રત્યેના અપ્રટીત લવારાઓ વધતા જતાં છેવટે તેઓના ધાર્મિક સ્વમાનની લાગણી તિવ્ર બની અને તેઓના તરફથી પણ જવાબો આપવાનું કામ ઉઠાવી લેવામાં આવ્યું. તેમના એ જવાબો વગર ઓડકારે હજમ થઇ જાય એવા ન હોવાથી બ્હાના તરીકે 'ઇસ્માઇલી લેખકો'નો આજે દોષ કાઢવામાં આવે છે અને પોતાની પબ્લીકને વ્યર્થ ભડકાવવાનો પ્રયત્ન ઇસ્નાઅશરી લેખકો તરફથી થાય છે, એ તેઓનાજ માટે ગૌરવભર્યું નથી. એક ધર્મની લાગણીનો "જે મનુષ્ય ખ્યાલ રાખે છે તેને કદી પોતાના ધર્મ માટે અપમાન ને આઘાત ઝીલવો પડતો નથી" આ આદર્શ-ભર્યા સૂત્રનો અમલ કરવા જેટલું મનુષ્યત્વ ઇસ્નાઅશરી લેખકો શીખશે તો તેઓને કાંઇ કહેવાનીયે જરૂર રહેશે નહીં.

હું ફરીવાર કહું છું કે મી. ગૈન જેવા ઇસ્નાઅશરી લેખ-કોએ ઇસ્માઇલી ધર્મ અને તેના પેશવા આકાએ નામદાર માટે

જુઠાણા પ્રગટ કરવા મુકી દેવા જોઇએ. મુતાઅ જેવી અસંસ્કૃત વસ્તુને સંસ્કૃત સિદ્ધ નહીં કરી શકાતી હોય તો શાંત બેસી રહેવું અને ઇસ્માઇલીઓને માથે "નિયોગ" નવાજી કરવાનું ગંભીર જોખમ ખેડી લેતાં અટકવું જોઇએ. આ સ્થાને એ પણ કહેવાની જરૂર છે કે ઇસ્માઇલી ધર્મનો વિશ્વપ્રેમ અને મનુષ્ય પ્રેમનો સિધ્ધાંત નહીં સમજવાને લઇ આવી ગંભીર અને ક્ષુદ્રક ભુલ કરવામાં આવી છે. ઇસ્માઇલીઓ પોતાના ધર્મના મહાપુરૂષો જેવુંજ માન સઘળા ધર્મના મહા પુરૂષોને આપે છે. અમે તો તે ઇરાન, અરબસ્તાન અને ચીનના પયગમ્બરો હોય અથવા હિંદુસ્થાનના રામ, કૃષ્ણ આદિ અવતારી પુરૂષો હોય માત્ર ધર્મનીતિને અનુલક્ષી આ ધર્માત્મા પુરૂષો પ્રતિ એક ઇસ્માઇલીનું હૃદય વ્હાલથી ઉછળે છે. બાકી પોતાના ધર્મનો એકલોજ પેશવા સનાતન કાળથી ઉતરી આવેલા "નુરે-ઇમામત" ના જલ્વાગર દૈવીક નુરાની પ્રકાશને પ્રત્યેક ઝમાનામાં હાઝર અને મોજુદ માને છે.

હું પુનઃ મુળ વાત પર આવતાં કહીશ કે, મી. ગૈનનું "ઇસ્નાઅશરી સચ્ચાઇના સિંહનાદ" નામનું પુસ્તક મ્હારા વાંચવામાં આવતાંજ મ્હેં તેનું ખંડન લખવાનો વિચાર કર્યો અને ઇસ્નાઅશરી ધર્મ સાહિત્યથીજ એ જવાબ આપવામાં આવશે તોજ ન્યાયી વાંચકવર્ગને પોતાનો મત સ્થીર કરવાનું કાર્ય સુગમતા ભર્યું થઇ પડશે. એવું ધારી આ શુભ વિચારને અમલમાં પણ મુકયો. "અલ-બુરહાન" નો કેટલોક ભાગ લખ્યો હતો કે એટલામાં મ્હારી ડયુટી અને અન્ય આવશ્યકીય કામકાજોને લઇ મ્હારા મિત્રવર્ય મી. એનને આ કામ પુર્ણ કરવા હું બધી રદ્દ મેટર સોંપી રવાનાં થઇ ગયો. મી. એને

મ્હારી ગેર-હાજરીમાં મ્હારા અપુર્ણુ રહેલા કામને સક્રીય સ્વરૂપે પુર્ણુ કરી ઇસ્માઇલી જનતાના કરકમળમાં પુસ્તક આકારે મુક્યું અને પોતાના કર્તવ્યનો ભાર ઉતારી તેઓ હળવા બન્યા. મ્હારા મિત્રના આ પ્રયાસ અને મ્હારા પ્રત્યેના પ્રેમ માટે હું આ તકે તેમનો અતિ આભાર માનું છું.

"અલ-બુરહાન"ના પ્રકાશન કાર્ય માટે ઉત્સાહ બતાવનારા અને તેની બીજી આવૃતિનું પ્રકાશન પોતાના માથે લેનારા મી. વિસરામ મુળજી માલીયાવાળાનોય આભાર માનું છું. તે ઉપરાંત મ્હારા સાહયકો અને ધર્મદાઝ ધરાવનારા સદગૃહસ્થો શેઠ મગનલાલ મોહનલાલ, બુઝોર્ગ મુખી લાલજીભાઇ દેવરાજ, આલીજાહ ઇસ્માઇલભાઇ પુંજા જામનગરવાળા તથા આગાની નામદાર કાઉન્સીલના માજી પ્રેસીડેંટ શેઠ આહમદભાઇ પુંજાનોયે તેમની ભલી લાગણી માટે ઉપકાર પ્રદર્શિત કરૂં છું.

એક વાત હજુ કહેવાની રહી જાય છે. તે એ કે, પ્રથમાવૃતિમાં ઘણીખરી પ્રુફ મીસ્ટેકો રહી ગઇ હતી અને લખાણ પણ જોઇએ તેવી હાલતમાં છપાયું ન્હોતું. એ ખામીઓ લક્ષમાં લઇ સુધારવામાં આવી છે, અને કેટલુંક લખાણ સુધારી વધારી આપ્યું છે. વાંચકોને પહેલી આવૃતિમાં પડેલી તકલીફ આથી દુર થશે એવી આશા રાખું છું. પુસ્તકને પહેલાની માફકજ સર્વાંગ સુંદર બનાવવાનો આ આવૃતિમાં પ્રયાસ કરવામાં આવ્યો છે.

વ્હાલા ઇસ્માઇલી વાંચકો! પોતાના ધર્મ પ્રત્યે થતા ગલીચ હુમલાઓનો જવાબ આપી દીનની શ્રેષ્ટતા બતાવવાનો સમય હવે આવી પ્હોચ્યો છે. પહેલી આવૃતિને જેવો રૂડો

સત્કાર કરવામાં આવ્યો છે તેવોજ બીજી આવૃત્તિનેયે મળશે એમ હું માનીજ લઉં છું.

પહેલી આવૃતિમાં આ પુસ્તકનો જવાબ આપનારા ઇસ્નાઅશરી લેખકોને ઉદ્દેશીને જે શબ્દો કહેવામાં આવ્યા હતા તે હું અત્રે ફરી ટાંકું છું અને મને ઉમેદ છે કે, મી. ગૈન. આદિ લેખકો એક મનુષ્ય તરીકે તેનો ભંગ કરી ઉતરતી કોટીમાં પોતાના વ્યકિતત્વને મુકી દેશે નહીં પહેલી આવૃતિના પ્રસ્તાવનાના છેવટના શબ્દો એ પ્રમાણે છે:– "આ પુસ્તકમાં દર્શાવેલા ઇરમાઇલી મુદ્દાઓ અને ઇસ્નાઅશરી દાવાઓના રદના બખાણનો ઉત્તર, વ્યર્થ, ધીણોજા, ગાળગલોચ અને ભલતીજ દિશાએ ઉતરી પડી પોતાના ધાર્મિક મીશનની નબળાઇનો દેખાવ કર્યા વગર કાબા કુંપનીના કહેવાતા લેખક મહાશયો તરફથી પોતાના ધર્મ સાહિત્યથીજ આપવા પ્રયત્ન કરવામાં આવશે એવી આશા રાખું છુ."

બીજી આવૃતિ સાથે મને કેટલાંક પરિશિષ્ટો અને ખાસ કરી "મુત્તાઅ" અને નિયોગના સંપૂર્ણ ખુલાસા ઉમેરવાના હતા પરંતુ તે અટાણે મારાથી બની શકયું નથી. જો પ્રસંગ મળશે તો હવે પછી અથવા જુદા પેમ્ફલેટ દ્વારા તે પ્રગટ કરીશ. હવે આ લઘુ પુસ્તકના લંબાયલા વકતવ્યને અહીં પુર્ણ કરીશ.

ખાકસાર "અચલ"ના યા અલી મદદ.



# અલ-બુરહાન.

## ઝિન્દે ઇસ્લામ.

કુરઆન શરીફ

વલા તહસબુન નલ્લઝીના કુતુલુ ફી સબીલિલ્લાહે અમવાતુન બલ અહયાઉન ઇન્દ રબ્બેહિમ યર્ઝકુના. (સુરએ આલે ઇમરાન ૧૬૯ આયત)

અર્થ:—જેઓ અલ્લાહના માર્ગે શહીદ થાય છે તેઓને મુર્દા નહીં સમજો, પણ તેઓ પોતાના પરવરદિગાર પાસે જીવતા છે અને અલ્લાહના પાસેથી રિઝક હાસલ કરે છે.

આ વીસમી સદીનો જમાનો છે. જુના અનિષ્ટ તત્વોને તજી નવા બળવાન તત્વો ગ્રહણ કરાય છે. વ્યક્તિગત અને પ્રજાગત જીવન આપનારા તત્વો જગત ધારણ કરતું ઉન્નતિના શિખર તરફ આગળ અને આગળ કુચ કરતું જાય છે. યુરોપની સુધરેલી પ્રજાઓની સ્થિતિ વિષે તો કહેવાનું ભાગ્યેજ હોય પરંતુ તુર્કી, ઇરાની અને અફઘાની જેવી મુસ્લિમ પ્રજાઓમાએ ઉત્ક્રાંતિના બ્યુગલ ફુંકાતા જાય છે. રાજકીય, સામાજીક, સ્ત્રી વિષયક તથા તેથી આગળ વધી ધર્મના નામે જમાનાઓથી પોષણ મેળવતા આવેલા અકુદરતી અને અનિષ્ટ તત્વોને સ્વધામ

પ્હોંચડવામાં આવે છે. આ સમાજનો દરજ્જો સચવાતો જાય છે. શરીર બળવાન કરવા માટે મુસ્લિમ બાનુઓ આગળ વધે છે. લડાયક સેવાઓમાં ભાગ લેવા, નર્સની કેળવણી લેવા સેંકડો મુસ્લિમ મહિલાઓ બહાર પડી છે. એક વેળા યુરોપીય હથીયારો વર્જીત જેવા સમજાતા અને તેને લીધે મુસ્લિમ જગતને રાજકીય હાનીઓ વહોરી લેવી પડતીં હતી. આ બધી અવનતિનું કારણુ ધર્મના નામે અકુદરતી સાંકડા મતના રીવાજો હતા ઇરાની, તુર્કી અને અફઘાન પ્રજા પોતાની જાહોજલાલીના નાશ કરનારા અને પડતીમાં આણનારા નબળાં તત્વો રીવાજ રૂપમાં પ્રસરેલા હતા તેને ઓળખવા લાગી, નવા જમાનાએ તેનો પરિચય કરાવ્યો છે. આજે તેઓ તેને તજવા લાગ્યા છે. એ તો તદ્દન ખરૂં જ છે કે મુરદાલ તત્વો કોઇ દહાડે પણ નવજીવન આપી શકતા નથી જીવનદાયી તત્વોથીજ જીવન મળે છે અને તેના લીધેજ ટકી રહી દિર્ઘાયુષી થવાય છે.

'મુરદાલ' અને 'જીવન'નાં તત્વોમાં કેટલો બધો ફરક છે તેના રહસ્યનું મુસ્લિમ જગતની વર્ત્તમાન સ્થિતિ સ્ફોટન કરે છે. નબળા અધાર્મિક વીચારોએ માનવ સમાજ ઉપર કેવી ખરાબ અસર કરી છે? તે પણ આ દાખલાથી સ્પષ્ટ સમજી શકાય છે. ધરમના આવવાનું કારણુ આપણે તપાસી જોશું તોપણુ એજ જણાશે કે પ્રાચિન તત્વો મુરદાલ થઇ ગયેલા હોય છે તેમાં જીવન જેવું કશું રહેતું નથી. મુરદાલ તત્વોને લઇ પ્રજા મુરદાલ પણુ રોગથી પીડાતી હોય છે. હિદાયત આવતાં

તેઓમાં જીવન આવી જાય છે અને એ જીવન કોહવાઇ ગયેલા મુરદાલ તત્વોનો નાશ કરી નાખે છે.

વૈદક નજરે જોઇએ તોપણ મુરદાલ ખોરાક મુરદાલજ લોહી પેદા કરે છે અને જીવન અર્પનારા તંદુરસ્ત અને વીધીસરના ખોરાકથી જીવન મળે છે. ઇસ્લામે મુરદાલ માસ આવા કારણને લઇનેજ હરામ ઠરાવેલું છે. માનસિક પ્રદેશમાં પણ એક ખરાબ વિચાર મનમાં અનિષ્ટ વિચારોનું ઝહેરી વાતાવરણ ઉત્પન્ન કરે છે અને તેનું ઝહેર જેમ જેમ પ્રસરતું જાય છે તેમ તેમ માનસિક સ્વભાવ ખરાબ થતો જાય છે અને તેની અસર શરીરે ઉપરે પણ થાય છે. તેના વિરૂધ સારા વિચાર મનને પવિત્ર બનાવે છે અને તેથી શરીર ઉપર તે તત્વ પરિપકવ થતાં આપણને પ્રત્યક્ષ કરી દેખાડે છે. સામાન્ય રીતે પણ તેની સત્યતા આપણે સમજી શકીએ છીએ 'મેન્ટલ હેલીંગ'ની વિધાતાઓનો તો તે આત્માજ છે.

જગત ઉપર સ્વતંત્રતાથી અને ધર્માંધતાને કોરે મૂકી વીચાર કરતાં આપણને સ્પષ્ટ રીતે જણાય છે કે, માનવ જીવનના વ્યક્તિગત, સામાજીક, માનસિક કે આત્મિક પ્રદેશમાં કુદરતનો એક મહાન સિધ્ધાંત કામ કરી રહેલો છે. જે માનવી કુદરતના સિધ્ધાંત અનુકુલ પોતાના જીવનની નાવ ચલાવે છે તે પાર ઉતરી જાય છે અને તેનાથી ઉલટું વરતન રાખનાર પોતાની ટુંકી પણ અમુલ્ય જીંદગી કંગાલતામાં પસાર કરે છે અને આ જગતમાંનો તેનો ફેરો અફળ જાય છે, કારણ આ બે તત્વો, 'મુરદાલ' અને 'જીવન અર્પનારા' તત્વો, વિષેની તેઓની અજ્ઞાનતા છે. આ

લેખને મથાળે કુરઆને શરીફની પવીત્ર આયત આપવામાં આવી છે તેમાં અલ્લાહ તાઆલા ઇસ્લામીઓને 'જીવનના તત્વો'ને ગૃહણ કરી જીવન મેળવવાનો ઉપદેશ આપે છે બીજા શબ્દોમાં કહીએ તો જેઓ જગતને જીવન આપવાને માટે પોતાના જીવતાં તત્વોથી છલોછલ ભરાયલો આત્મા સરજનહારને માર્ગે અર્પણ કરે છે–પોતાનો દેહ પાડી નાખે છે–તેઓ કદીએ મારતા નથી. જગતને જીવન અર્પનારને અલ્લાહ હમેશનું અમર જીવન આપે છે.

આ આયત અનુસાર ઇસ્લામ જીવનનોજ અનુમોદક અને પ્રસંશક છે. જીવનધારીઓની તે પ્રસંશા કરે છે અને તે કારણેજ શહીદોનો મરતબો બુલંદ છે. ઇમામ હુસેન (અ૦) પણ મુરદાલ તત્વોના આવરણથી આથડતા ઇસ્લામને જીવન આપવા શહીદ થયા, પરંતુ તેમના જીવનના ઉદ્દેશને આ પીસોસોરી નહીં સમજનારા અજ્ઞાન અને અંધશ્રદ્ધાળુ માણસો તેમના વીરતાભર્યા, જીવન પ્રેરક સ્મરણથી પોતામાં જીવન ઉત્પન્ન કરવાના બદલે રડવા કુટવાની પ્રથાને ધર્મ માની મુરદાલ તત્વોની આકાંક્ષા કરવાને ધર્મ માની લીધો. સાધારણ રીતે પણ ઇસ્લામ આવાં નિર્માલ્ય કરનારા તત્વોને પુષ્ટી આપતો નથી. જીવનને અર્પવા અથવા મેળવવા માટે જેઓ માર્યા જાય છે, તેઓના માટે વિલાપ હોતો નથી પણ તેના પવિત્ર સ્મરણથી જીવન ઉત્પન્ન કરવાનું શીખવાનું હોય છે જગતનો ઇતિહાસ આપણી કને પુષ્કળ એવા દ્રષ્ટાંતો રજુ કરે છે જેઓ પોતાના દેશ, ધર્મ

અને હકકોની રક્ષા માટે માર્યા ગયા છે- જીવતાં બાળી નખાયા છે, છતાં પોતાની પ્રજાને, જગતના જીવાત્માઓને જીવન આપવા ખાતર પોતાનો દેહ પાડી અમર નામના મેળવી ગયા છે. થર્માપલીની લડાઇમાં પ્રાણુ અર્પનાર લીઓનીડાસ અને તેના સાથીઓની વીરતાની કોણુ પ્રસંશા નહીં કરે? કયા પુરૂષના દિલમાં આ વૃતાંત જીવનની એક લ્હેર નહીં ઉત્પન કરે? સોક્રેટીસ નામના તત્વજ્ઞાનીને તો દેહપતન પછીના અમરતાના સિધ્ધાંતમાં એટલી બધી શ્રધ્ધા હતી કે તેણે પોતાના જીવન તત્વ ફીલોસોફીનો ઉપદેશ ચાલુ રાખ્યો–મરણ પર્યંત તે ડગ્યો નહી તેના ઉપર બ્હાનાઓ ઉભા કરી કેસો ચલાવવામાં આવ્યા અને અંતે ઝહેર પીવાની ફરજ પાડવાંમાં આવી છતાં તે હસતે મુખે સ્વહસ્તે ઝહેરનેયે પી ગયો અને અમર બન્યો. જગત તેના માટે રડતું કકળતું નથી. તેની વીરતા, અમરત્વના સિદ્ધાંત અને ટેકની પ્રસંશા કરે છે તેની સ્મૃતી જીવન તત્વના ચાહકોમાં જીવનની શિતળતા રેડી જાય છે.

પાક દિન ઇસ્લામ માટે પણ લાખો ઇસ્લામીઓએ પોતાના જીવનના બળી ચઢાવ્યા અને આજે તેઓના ધરમતત્વથી રંગાયલા લોહીથી તે જગતમાં આજના વૃધ્ધીગત સ્વરૂપમાં આપણે જોઇએ છીએ મેકાલે નામના એક વિદ્વાન અને રાજ્યદ્વારી નરે કહયું છે કે શહીદોનું ખુન એ ચર્ચનો પાયો છે. યુરોપમાં પ્રથમે ધર્મ માટે સત્ય કહેનારને બાળી મૂકવામાં આવ્યાના અનેક દ્રષ્ટાંતો મળે છે. શરૂઆતમાં જાન વીકલીફએ સત્ય

દર્શાવ્યું. તેના અનુયાયીઓ "લોલાર્ડઝ" તરીકે ઇતિહાસ વિખ્યાત છે. ફ્રાન્સમાં 'રોમન કેથોલીકો'એ "પ્રોટેસ્ટન્ટો"ના લોહીએ ચર્ચનો પાયો ચણ્યો, એ "બાર્થોલોમ્યુની કત્લ" ની ઘટના ખ્રીસ્તી જગતના ચર્ચ ઇતિહાસનો કયો અભ્યાસી નથી જાણુતો ? આ બધા દાખલાઓ-ઇતિહાસના રેકાર્ડો આપણુને બતાવી આપે છે કે શહીદોના સ્મરણુથી પ્રજાને જીવન મળતું રહે છે. તેના પાછળ વિલાપ કરવાથી–રડવા કુટવાથી–શહીદોએ પોતાના પ્રાણુના ભોગે વરેલા ઉત્તમ તત્વો પણુ અફળ જાય છે. પ્રજાના જીવન અને મરણુની આ ફીલાસોફી છે. આંખો ખોલીને પોતાના હિતાહિત માટે જુઓ મુરદાલ તત્વોનું નિકંદન કાઢી જીવન દાયી તત્વો ગ્રહણુ કરી પોતાની ઉન્નતિ કરતા જાઓ.

ઇસ્માઇલીઓના દ્રષ્ટિ બિંદુમાં આ ફીલોસોફી છે તેઓ હઝરત ઇમામ હુસેન (અ૦)ને અદ્યાપી જીવતાં અને અમર સમજે છે, તેથીજ તેઓ રડવા કુટવા કાળા કપડા પહેરવા વીગેરેને ખુદ શહીદ પુરૂષનું અપમાન કરનારા ગણે છે. ઇસ્માઇલી ધર્મ, જીવન અર્પનારા તત્વોમાં માને છે. દરેક જમાનામાં ઇમામના હાઝર હોવાની માન્યતા પણુ એજ જીવતાં તત્વોની ફીલોસોફી છે. જ્યાં સુધી નદી વહેતી હોય છે ત્યાં સુધી પાણીમાં બગાડ થતો નથી પ્રવાહ અટકતા તેમાં કોહવાટ ઉત્પન્ન થાય છે. ઝોકે એને અનુલક્ષી કહયું છે.

રૂકાઓ ખુબ નહીં તબ્અકી રવાનીમેં,
કે બુ ફિસાદકી આતી હય બંદ પાનીમેં.

ઇસ્લામના શહાદત અને કુરબાનીના સિધ્ધાંતોનું એજ હાર્દ છે. બકરી ઇદ માત્ર પ્રાણીઓના વધ કરી સારા સારા ખાણા જમવામાંજ નથી. તે માટે પણ કહ્યું છે કે "મને પ્રાણીઓનું લોહી ને માંસ પ્હોંચતું નથી પણ તમારી પરહેઝગારી પ્હોંચે છે."

લંય યનાલલ્લાહા લહુમોહા વલા દેમાઓહા વલાકિંય યનાલોહુ તકવા મિનકુમ.

તેઓનું માંસ અને તેમજ તેઓનું લોહી ખુદાને કદી પહોંચતુંજ નથી. પણ તમારી પરહીઝગારી તેને પહોંચે છે. (સુરતુલ હજ્જ આયત ૩૬.)

આ કલામે શરીફની આયતમાં પણ જીવતાં તત્વોના ગુણદર્શન જોવામાં આવે છે. ઇસ્માઇલીઓ જીવતાં તત્વ, જાગતી જોતને માનનાર અને પરસ્તી કરનારા છે. એ સિવાય ફેલાવવામાં આવતા ગુબ્બાનોમાં વજુદ નથી અને તેની તેઓ દરકાર પણ કરતા નથી.

વસ્તુસ્થિતીનું પરિવર્તન તેજ એક મરણ ભાસ છે. તે સ્થિત્યંતર છે, નાશ નથી. માનવના જીવન સામગ્રીમાંના પ્રત્યેક તત્વો અવિનાશી છે. તે તેના મરણ પછી પણ વિભકત વિનાશી રહે છે, પણ તે તેવી સ્થિતિમાં રહે છે તે માટે જે લોકોએ વિચાર કર્યો નથી, તેઓ તેની મહત્વતા જાણતા નથી. તેઓ મરણને એક ભયકારક સ્થિતી માને છે અને તેનું ખરૂં કારણ તો તેઓની અજ્ઞાનતાજ ગણાય. કોઇ કોઇ વખતે તો સમજુ માણસ, અજ્ઞાનીઓ મરેલાંઓ પાછળ જે ત્રાસ વર્તાવે છે, રૂએ છે, પીટે છે,

અને છાતી કુટે છે અને તે બધું તેઓ સારી રીતે સમજે છે કે એમ કરવાથી મરેલો માણસ પાછો આવવાનો નથી. છતાં પણ પ્રેમમાં અંધ બની અથવા તો જુની ચાલતી આવેલી રૂઢીને વશ થઇનેજ તેમ કરવા લલચાય છે અને આ રૂઢીબંધનને એક પ્રકારની કર્તવ્યપરાયણતા માને છે, તે એટલી હદ સુધી કે કોઇના ઘરમાં રોવાવાળાઓ ઓછા હોય તો અમુક મજુરી આપી ભાડેથી મજુરો ખાસ રોવાના માટેજ આમંત્રે છે. આ રૂઢી હિન્દુઓમાં વિશેષતઃ પ્રચલીત છે, અને તે વ્યવહારીક અજ્ઞાનતાનું અંગ છે, પણ અમોને એ વાત જગત આગળ મુકતા અફસોસ થાય છે કે દીને ઇસ્લામમાં એવા લોકો હસ્તી ધરાવે છે કે ઉપર પ્રમાણે "રોવું પીટવું" એને ધર્મનો એક અંગ સમજી જગતને પણ તેવાંજ અજ્ઞાનનાં ખાડામાં નાંખવાનો કુટિલ પ્રયત્ન કરી રહ્યા છે. નુરે ઇસ્લામના પ્રકાશનો એક વખત અનુભવ લઇ પાછા અંધકારના ખાડામાં તેઓ પડે એવા પોતાને ઇસ્લામી કહેવાડનાર ઉપર કયો ઇસ્લામી દયા ન લાવે ?

દીને ઇસ્લામના ફિદાઇઓ મરણને આનંદથી વધાવી લે છે. તેઓને મરણ સમયનો ભય હોતો નથી. કારણ તેઓ મરણની ઉંચા દરજ્જાની ફિલસુફીથી એ રૂખિકાળ (વિસાલ)ને કર્તવ્ય પુરતીની શુભ ઘડી સમજી, હસ્તે મોહડે આ ફાની દુનિયાને તજે છે. આ વાત એક સાધારણ અક્કલ ધરાવતો માણસ પણ જાણે છે, છતાં જેઓ અજ્ઞાન હોય છે, આ ફાની દુનિયાની મોહ જાળમાંજ ફસી રહેલા છે, તેઓ તો જો કદાચ આ વાત જાણતા

હોય, તો પણ હઠધર્મીથી તેમ કરવા (રડવા કુટવા) તૈયાર થાય છે. આપણે એ પણ આપણા મન સાથે પ્રશ્ન કરતા નથી કે, શું આ અજ્ઞાનતાનુંજ પરિણામ છે? અથવા સ્વભાવિક સ્થિતી છે? ખરૂં જોતા આ પ્રથા નાશના રસ્તે દોરવનાર અંધવિશ્વાસ અથવા ઘોર અજ્ઞાનતાનાં ફળ સિવાય બીજું કાંઇ નથી. કારણ આપણે આ વાત તો દરેક ઠેકાણે જોઇએ છીએ કે જેઓ મરેલાઓની પાછળ રડે છે, તેઓને તેઓના પાડોશીઓ સમજાવનારા પણ હોય છે અને તે વખતે ધીરજ દેવા ઘણે ભાગે એવા શબ્દો વાપરે છે કે, "હવે શાંતી રાખો, જે થવાનું હતું તે થઇ ગયું. હવે રડવાથી શું એ પાછો આવવાનો છે? નકામા તમો તમારી તબીયતને બગાડી દેશો, છાના રહો." એવી સ્થિતી પ્રત્યેક રડવાવાળાઓને ત્યાં જોવામાં આવે છે. તો શું તેઓના પડોશીઓ તે વખતે અક્કલનો ઠેકેદાર હોય છે? પણ તેમ ખાસ નથી, કારણ તેઓ પર જયારે એવોજ વખત આવે છે, ત્યારે તેઓ પણ રડવા, કુટવા તથા ચીંથરા ફાડવા તૈયાર થઇ જાય છે. જો વસ્તુ સ્થિતી એમજ છે તો પછી એ અજ્ઞાનતા અને આંધળાપણુંજ નહીં તો તે સિવાય બીજું શું હોઇ શકે? અર્થાત નક્કી થયું કે જયારે માણસ અજ્ઞાનતાને આધીન થઇ તેમાં આંધળો બને છે, ત્યારે તેવી સ્થિતીમાંજ એવા અથવા એથી ભયંકર તેમજ શૈતાની કૃત્યો પણ કરી શકે છે. એવા બધા કૃત્યોનું જન્મ સ્થાન ઉપર જણાવ્યા પ્રમાણે એકજ છે. ત્યારે આપણે વિચાર કરીએ કે "રડવું, કુટવું" એ શું સજ્જનોનું કામ છે? શું જ્ઞાનિયો તેમ

કરવામાં આનંદ માને છે? શું તેથી કાંઇ ફાયદો છે અથવા તેમ કરવાથી રૂહને આનંદ થાય છે? એટલું સમજ્યા પછી જેઓ માનવતાથી છુટા પડયા નથી એવા સાધારણ મનુષ્યો પણ એનો જવાબ નકારમાંજ આપશે તો પછી એથી વિરૂધ્ધ વર્ત્તનાર અજ્ઞાની (મુર્ખ) માણસ સિવાય બીજો કોણ હોઇ શકે?

અમારા ઇસનાઅશરી ભાઇઓની દશા એવાજ વિચીત્ર પ્રકારની થઇ પડી છે અને અમારો તેઓને જીવતાં તત્વો સમજાવવાનોજ પવીત્ર આશય છે. મહોર્મના બારામાં તાબુત, કાળા વસ્ત્રો, ઝુલઝનાહ અને એવી બીજી વસ્તુઓ ઇસ્લામી વીદ્વાનોએ પણ ધર્મની નજરે વરજીત ઠરાવી છે અને તે માટે પ્રતિ વરષે મહોરમ માસ બેસતાં ઉલમાઓના ફતવાઓ પ્રગટ થાય છે, એટલુંજ નહીં પણ મહોર્મમાં ઘુસી ગયેલા આ અઇસ્લામી રીવાજો માટે સુધરેલા વીચારના ઇસનાઅશરી આલેમો પણ વીરૂધ્ધ વિચારો ધરાવે છે. પણ અજ્ઞાનતાના રોહમાં ઘસડાતા જતા મોટા સમુહની બ્હીકે તેમને આ સત્તા દબાવવી પડે છે.

ઇસનાઅશરીયો જાહેરમાં ઇસ્માઇલીઓને ઇમામ હુસેન (અ)ના દુશ્મન ચીતરવાનો, નિંદાપાત્ર પ્રયાસ કરે છે. એ તો તદ્દન ખરૂંજ છે કે એક નબળો માણસ જ્યારે પોતાથી બળવતર માન્યતા અને આચાર વિચાર-વાળાને પહોચી શકતો નથી ત્યારે તેની નિંદા કરવા મંડી પડે છે અને તેમ કરવામાં પોતાના મનની નબળાઇ સીવાય અન્ય કંઇ તે કરતો નથી.

ઇસ્માઇલી મઝહબનો પાયો મારફત ઉપર છે આ "રડવું, કુટવું, કાળા કપડા પેહરવા" વગેરે વગેરે ક્રિયાઓ કરી નબળા બની તેઓ પોતાના જીવતા તત્વને મુરદાલ બનાવતા નથી કારણ કે ઇસ્લામના લીડરોએ પણ એજ હીદાયત કીધી છે. આ સ્થળે અમો ઇસ્નાઅશરીઓનાં માન્યવર લેખાતાં આલેમોનાં વચનો ઉપરથીજ "રડવું, કુટવું", વિગેરે ક્રીયાઓ તેમના પોતાનાં ધર્મ સિદ્ધાંતથી યોગ્ય છે કે નહિ, તેનું સ્વતંત્ર નિરાકરણ કરવા થોડાંક કોલો (વચનો) અત્રે આપ્યાં છે અને અધર્માંધતાથી નિરાળા સજ્જનોને તેથી સારાસારનું તોલ કરવાનુ બની આવશે.

## કિતાબ કુલેની

૧ રસુલે ખુદા સ. અ. ફરમાવ્યું છે કે દરએક મુસલમાન કોઇ પણ મુસીબતમાં સપડાઇ જાય, તે વખતે પોતાની જાંગ ઉપર હાથો નહિ મારે. એમ કરવાથી તેઓના નેક આઅમાલ બરબાદ થઇ જવાના છે અને તેઓના જીવતા તત્વ મુરદાલ થઇ નબળા પડી જાય છે. (જીલદ બીજામાં પૃષ્ઠ સ. ૨૦૬.)

૨ ઇમામ ઝઇનુલ આબદીન અ. સ. એ ફરમાવ્યું છે કે કોઇએ આંખમાથી આંસુ નીકળે તેટલું રડવું નહી કારણ કે તેથી દીલ નબળું પડી જાય છે. (પૃષ્ઠ ૨૨૨)

## મનલા યહજરલ ફિકાહ

૩ ઇમામ જાફર સાદક અ. સ. ને એક સાયલે (પ્રશ્ન પુછનારે) સવાલ કર્યો કે બાઇઓ કાળાં કપડા

પહેરી ઇબાદત કરી શકે છે કે નહિં ? જવાબમાં ઇમામ જાફર સાદક અ. સ. એ ફરમાવ્યું કે કાળાં કપડાંનો પહેરવાસ દોજખીઓનો છે અને એજ પ્રમાણે અમીરૂલ મોમનીન અ સ. તથા હજરત મહમદ મુસ્તફા રસુલ સ. અ. સ. એ પોતાના અસહાબીઓ (બીજલસમાં બેસનારાઓ)ને ફરમાવ્યું કે કાળા કપડાં નહિં પહેરો કારણ કે કાળાં કપડાંનો પોશાક ફીરઓનનો છે.

૪ ઇમામ મહમ્મદ બાકરે ફરમાવ્યું છે કે મરી ગએલા અથવા શહીદ થએલા માણસ ઉપર ફક્ત ત્રણ દીવસ સુધી દીલગીર થવું જોઇએ, વધારે વખત રડવું અને કુટવું તે પોતાના આત્માલને બરબાદ કરવા બરાબર છે. (પૃષ્ઠ ૬૬.)

આ ઉપરથી સીધ્ધ થાય છે કે ઇમામ હુસેનની શહાદતનો ભાવ ફકત રડવા કુટવા, કાલા કપડા પેહરવાથી વ્યકત થતો નથી પણ આ શહાદત-ઇસલામને ઝીંદાહ રાખવા સારૂ છે-મુરદાલ તત્વોને સજીવન કરવા માટે છે.

બૈત.

દીં હસ્ત હુસેન દીં પનાહ હસ્ત હુસેન,
શાહ હસ્ત હુસેન બાદશાહ હસ્ત હુસેન;
સર દાદ ન દાદ દસ્ત દર દસ્ત યઝીદ,
હક્કા કે બીનાયે લાઇલાહ હસ્ત હુસેન



# નાઅરે અસદુલ્લાહ.

પરતવે નેકાં ન ગીરદ હરકે બુનિયાદશ બદ રત,
તરબિયત નાઅહેલરા ચું ગિરદગાં બર ગુમ્મદ રત.

ભાવાર્થ:—જેઓની બુનિયાદ ખરાબ છે, તેઓના દિલ ઉપર સારા માણુસોની શિખામણુ અસર કરતી નથી. તેની મિસાલ એ છે કે જે પ્રમાણે કોઇ ગુમ્બજ પર દડો ફેંકવામાં આવે તો તે ત્યાં ઠરીઠામ રહી શકતો નથી.

ઘણો વખત વિતી ગયો છે અને તે દરમિયાન "ગયન" નામના એક ખોજા ઇસ્નાઅશરી લેખક પવિત્ર ઇસ્માઇલી મઝહબ પર એઅતરાજ (આક્ષેપો) કરે છે. પ્રત્યુત્તરમાં દરેક વખતે કે. એચ. સિન્ધીએ વિવેકથી અને દાખલા દલીલો સાથે જવાબો આપેલાં છે, એવી આશાએ કે, અશ્રફુલ મખ્લુકાતના પદને યોગ્ય બુદ્ધીનો ઉપયોગ કરી એ ભાઇ સત્યને સમજશે, પણુ અફસોસ કે એ માન્યતાના આધારે જે સવાલો કરવામાં આવ્યા તેના તેઓ હજી સુધી જવાબ દઇ શકયા નથી માત્ર ફોકટ સત્ય વગરની ગંદી વાતોથી એ લેખક કાગળો કાળા કરતા દેખાય છે.

પહેલા પણુ એજ પ્રમાણે મી. કાસા તથા તાબુત ટોળાના આગેવાન ખૈરૂ ઝઝાકરીન મૌલાના હાજી ગુલામ-અલી સાહેબ પણુ ઇસ્માઇલી મઝહબ પર એવાંજ અસત્ય એઅતરાજો (આક્ષેપો) કરતા આવ્યા છે, તેમાં નુરે હિદાયતના એડીટર સાહેબે પણુ એ બાબતમાં પોતાની (આ)

વિદ્વતા બતાવવામાં કચાસ રાખી નથી. એવી હાલતમાં કવિરાજ મિશનરી વરતેજી તરફથી તેઓને તેઓની શંકાઓનું નિમુંલન કરી લાજવાબ જવાબથી એવા બોખભેળા કરી દીધા છે કે, ખોજા ઇસ્નાઅશરીઓના ધાર્મિક સાહિત્યમાં કેટલાક સત્ય પ્રેમીઓમાં સત્ય સંશોધન માટેની ઉત્કંઠા ઉદ્‌ભવેલી સાફ દેખાઇ આવે છે.

હાલમાં મી. 'ગયન' તરફથી "ઇસ્નાઅશરી સમ્પ્રદાયનો સિંહનાદ" નામનું પુસ્તક બાહેર પાડવામા આવેલું છે કે જેણે પોતાની અણુસમજુ હાલતમાં મી૦ કે. એચ. સીંધીના લેખપર અણુધટતી અને બેલગામ ટીકા કરવાના ઉદ્દેશથી ઉપર જણાવેલ કીતાબના એકંદરે લગભગ ૨૫૦ પાના ચિતરી કહાડયા છે ખરેખર અમોને તો એવણ ભાઇની અજ્ઞાન દશામાં થયેલી વિદ્વતાઇની ઉપર દયાજ આવે છે. ફારસી ભાષામા એક કવી કહે છે.

બૈત.

ખુદરા ફજીહત દિગરરા નસીહત.

પોતાના ઘરમાં તો કચરાના ઢગલાઓ પડેલાં હોય પણ તેને કાઢવાની કોશીશ ન કરતા બીજાઓને સ્વચ્છંદતાનો ઉપદેશ કરે અને તેઓના ઘરોમાં ઝાડુ કાઢવા જાય, એ પણ આજની વીસમી સદીની વિચિત્રતા નહિ તો શું ?

અમારા અજ્ઞાનભાઇ મી૦ ગયન તથા તેમના જેવાજ કહેવાતા ખોજા ઇસ્નાઅશરી લેખકોએ 'બરકે ઇસ્લામ, સઇફે ઇસ્લામ, ધુવા ધતીંગ દર્પણ' આદિ કચરાની ટોપલીને લાયકના પેમ્ફલેટો કે લેખો પ્રગટ કરાવી જનતાની નજરમાં પોતાનેજ હાસીપાત્ર બનાવ્યા છે. અમારો તો એ ભાઇઓ.

માટે દયાભાવ હોયજ. એ ભાઇઓ એટલું પણ ધ્યાન ન રાખી શક્યા કે, આ ચાલુ જામતીના જમાનામાં ઇસના-અશરીઓના માનનીય ગણાતા આલીમો, મુજતહેદો, અને નાયબ ઇમામના કૃત્યો તથા કથનો પ્રમાણે 'કુરાન શરીફને ફેરફારવાળો હોવા'ની બાબતમાં તથા "તેને ન માનવા"ની બાબતમાં પોતાની બાજુ ઉજળી જણાવી, ઇસ્માઇલીઓની પવીત્રતાને કલંકિત કરવાનો કુડો પ્રયાસ કરી બતાવ્યો છે, તેમાં તેમનું પોતાનું પોકળ ઉઘાડી પડી જશે અને ગમે તેટલાં બાચકાં ભરવાં છતાં પણ, જ્ઞાન દ્રષ્ટી ધરાવનારા એટલે ઇસ્લામના બધા ભાઇયો સારી રીતે સમજે છે કે, ઇસનાઅશરીઓની સત્તાવાર કીતાબોમાંજ 'ચાલુ કુરઆને મજીદ ઉપર "ઇમામની ગયબત"માં કેવળ નાચારીએ તેમની માન્યતા હોવા'ની સાબેતી મળી આવે છે. આજે જે આક્ષેપો ખોજા ઇસનાઅશરીઓ મઝહબે ( દિન ) ઇસ્માઇલીયા પર કરે છે તેજ આક્ષેપો ઇસ્માઇલીઓ ઉપર કરવા કરતાં, ખુદ તેમના ઉપર વધુ લાગુ પડે છે.

અમારા અજ્ઞાન હરીફોએ સમજવું જોઇએ કે આખી દુનીયા કાંઇ ઘુવડની આંખો વાળી નથી. માત્ર એવા થોડાંકજ હોય છે જેઓજ સત્યતાને શોધી શકતા નથી અને પોતાની અજ્ઞાનતાનું પ્રદરશન કરી સચ્ચાઇના સુર્ય પર ધુળ ઉડાવવા મિથ્યા ફાંફાં મારે છે. પણ વિના વીચારે તેમ કરવાથી, ઉલટી તે ધુળ તેઓનીજ આંખોમાં પડે છે, અને સુર્ય તો પોતાના દિવ્ય પ્રકાશ વડે સદાકાળ ઝળકી રહે છે. એ તો દેખાઇતુંજ છે કે જે વખતે સુર્યનો ઉદય થાય છે તે વખતે અંધઃકાર નષ્ટ થઇ જાય છે.

સાચા ઇસ્લામી તરીકે 'ઇસ્નાઅશરી મઝહબ પર કુરાને શરીફની તેહરીફ વગેરે' ની માન્યતાનો જે ઘણો જુનો કલંક લાગેલો છે, તેને ધોઇ નાખવા માટે 'ઇસ્નાઅશરીઓ કુરાનને માને છે' વિગેરે બતાવવા માટે મી. ગયને વળી હદ કરી છે, અને પોતાના કથનની પૃષ્ટીમાં એક નિર્માલ્ય દલીલ 'મઝાહિબુલ ઇસલામ' નો હવાલો આપી, મી. ગયન જણાવે છે કે 'શેખ જાફર, અબુ મહંમદ તથા બીજાઓ ચાલુ કુરાનમાં ફેરફાર થયો નથી' એમ જણાવે છે પણ જેઓ સાહેબે ઇલ્મ છે તેઓ એ દલીલની કિંમત આંકી એ લોકોની આવી અજ્ઞાનતા માટે હસીને દીલગીરી બતાવશે અને તેઓ જરૂર સમજશે કે મઝહબના સાહિત્યથી ઘણાજ નાવાકીફ હોવાના કારણે એવા નાપાયાદાર લખાણો લખવા કરતાં તેનો પુરો અભ્યાસ પહેલા કરવાની અતિ અગત્ય છે.

૨. 'ગયને' "ઇસ્નાઅશરીઓ કુરાન શરીફમાં તહેરીફના કાયલ નથી" એવુ સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે. અને એ ચર્ચા તેઓએ પહેલા પ્રકરણમાં કરી છે. આ પુસ્તકના પ્રકાશક મી. અઝીઝે પેજ ૨૪–૨૬ સુધી એક ખુલાસો લખ્યો છે તેમાં મી. ગયનની માન્યતાનો વિરોધ કરી ઇસ્નાઅશરીઓ કુરાનની તહેરીફના કાયલ છે એ બતાવી આપ્યું છે. ખુબીની વાત તો એ છે કે લેખકની નેમ પોતાની માન્યતા છુપાવવા માટે ઇંદ્રજાળ રચી પબ્લીકની નજરમાં પોતાને કુરાનને ખરી રીતે માનનારાઓમાં ખપાવવાની હતી પણ રા. અઝીઝે સચ્ચાઇ જાહેર કરી મી. ગયનની કપટજાળને ઉઘાડી પાડી,

આખા પુસ્તકનું વજન કેટલું છે તે પબ્લીકને બતાવી આપ્યુ છે. મી. ગયનની બુધ્ધિમતા અને પ્રમાનદારી ઉપર અફસોસ છે કે તેઓ પોતાના દિલમાં જુદુ માને છે, અને બહાર જુ અકીદાનો પ્રચાર કરે છે. આવાં દ્વીમુખી વર્તન કરતાં તે એજ બહેતર છે કે કાંતો 'કુરાનને તહેરીફ થયેલું' પોતાના દી ભાઇઓ માને છે તથા કહેવાતા દીનના આલીમો જેની તેઓ પયરવી કરે છે, તે મુજબ સિદ્ધ કરી તેનાથી બીલ્કુલ હા ઉઠાવી લેવામાં આવે અથવા ઇસ્નાઅશરી ઉલમાઓએ લખેલ ગ્રંથો અને માન્યતાઓને ઇસ્નાઅશરી ધર્મથી સબંધ નથી એ જણાવી, આવી માન્યતાના બધાં પુસ્તકોને દરિયામાં પધરાવી દે "ચાવવાના જુદા ને દેખાડવાના જુદા"ની પોલીસી હવે પબ્લી જાણી ગઇ છે અને વધુ વાર ધોકાનો પરદો ઇસ્નાઅશરીઓ લોકોની આંખો ઉપર નાખી શકવાના નથી. "સિંહનાદના લેખક અને પ્રકાશક બન્ને વચ્ચેની વિરૂધ્ધતા સ્વયં દેખાડ આપે છે કે જુઠ કદીય ટકી શકતું નથી. વા સાથે બા ભીડવાથી છેવટ ધુળની ધુળજ રહે છે. હવે આપણે મી. 'ગયન કરેલી દલીલની પોકળતાની અન્ય દ્રષ્ટિએ સમાલોચના કરીએ

'ચાલુ કુરઆને મજીદને માનવાનું કબુલ રાખનાર તથા ચ કુરાઆનમાં કોઇપણ જાતનો ફેરફાર થયો નથી' વિગેરે બાબ જણાવનાર શેખ સુદુક, અબુ જાફર આદિ, મી. ગયને અ અન્ય લોકોએ ગણાવેલા ઉલમાઓ કયા જમાનામાં હતા? તે કહો છો. તેમ ઇમામ મેહદી શામરાની ગારમાં આરામ મા તશરીફ લઇ ગયા તેના અગાઉ કે તે બાદ? જો કહો કે અગાઉ થયા છે તો તે તમારા ઉસુલના બરખિલાફ થશે, કાર કે મઝહબે ઇસ્નાઅશરીઓની માન્યતા છે કે, ઇમામ સુ

સમાન છે. જે વખતે સુરજ ઉગે છે, તે વેળાએ ચંદ્ર અને તારાઓ દેખાતા નથી, કારણ કે તેઓની તે સમયે જરૂરત પણ હોતી નથી. તેજ પ્રમાણે જ્યારે ઝમાનાનો ઇમામ હાજર હોય છે, તો એ સમયે કોઇપણ કિતાબ, ફિકાહના ગ્રંથ અથવા કુરાનની જરૂરત હોતી નથી, કારણ કે ઇમામ પોતે નાતકુલ કુરાન છે. દરેક વસ્તુનું જ્ઞાન ઇમામ પાસે મોજુદ હોય છે અને તેની દલીલમાં 'કુલ્લે શયઇન અહસયના હો ફી ઇમામુ મ્મોબીન'વાળી કુરાનની આયત પેશ કરવામાં આવે છે.

'ઝમાનાના ઇમાન પર શબે કદરમાં વહી નાજલ થાય છે. ખુદાવિંદ આલમીનના તરફથી જે કાંઇ આજ્ઞાઓ તેના બંદાઓને આપવાની જરૂર હોય તે સલામતીના સાથે મલાયકો ઇમામ ઉપર ઉતારે છે,' એ તમારા મઝહબે ઇસ્નાઅશરીનો માન્યતાનો તમો કયે મ્હોડે અસ્વિકાર કરી શકો છો ?

હવે જરા ઇન્સાફના ચશ્મા પહેરો અને હઠધર્મીને ખુદાના ખાતર બાજુ મુકીને કહો કે, જ્યારે તમારી માન્યતા પ્રમાણેના ઇમામ હાજર હતા તો તેઓની હાજરીમાં કદાચ તમારા ઉલેમાઓએ આ ચાલુ કુરાનની વ્યાખ્યા માટે લખ્યું હોય, તો તમારા ઉસુલ પ્રમાણે તો એ ખરૂં નહીંજ કહેવાય. વળી તેવી હાલતમાં તમોને કુરાનની કોઇજ જરૂર ન હોવાના અંગે એ લખાણો નકામા અને કચખતના ઠરે છે. ઉપરાંત ઇમામ જાફર સાદક અને મહમ્મદ બાકરની સનદ લઇ તમારા કહેવાતા માનનીય ઉલમાઓનું 'કુરાને કરીમમાં તહરીફ થયેલી હોવાનું' કથન "હાઝા કાફી લશીય્યતના" જેવા ધરખમ લેખાતા ગ્રંથમાંયે ઉપલબ્ધ છે, તો પછી આ તમારા કહેવાતા શેખ સદુક આદિ તથા હજરત ઇમામો એ

બન્નેમાંથી સાચા અને જુઠા કોણ તે કૃપા કરી જણાવશો ? ઇમામ ઉપર નઉઝબિલ્લાહ આક્ષેપ મુકતા તો તમોને જરૂર ગભરત આવશે. એ વાતથી તો તે વખતના ઇસ્નાઅશરીઓ તદન અજ્ઞાત હતા કે, અમારો ઇમામ બની અબ્બાસીઓની બ્હીકથી ગારમાં સંતાઇ જશે અને તેની સાથે તે જમાનાના ઇસ્નાઅશરીઓની માન્યતાવાળો 'વગર તેહરીફ કરેલો કુરાન' કોઇપણ ગાયબ થઇ જશે. ઇમામની હાજરીમાં ચાલુ કુરઆનની અગત નહોતી, પણ એ બીના જ્યારે ખરેખર બની અર્થાત ઇસ્નાઅશરીઓના માની લીધેલા ઇમામ 'સુરેમનરાય'માં અલોપ થઇ ગયા, ત્યારે ગાયબ ઇમામની સાથે એ કહેવાતું સાચ્ચું કુરાન પણ ચાલતું થયું, અને મજહબે ઇસ્નાઅશરીના અનુયાયીઓના એવા હાલ થયા કે એક ચાલતા માણસને કોઇ ઓચિંતો ધુમ્મો મારી જમીન પર ગબડાવી મારે અને તે વાતની તેને તો બીચારાને ખબર પણ ન હોય. જો મીસ્ટર ગયન તથા તેમનો જોડીયાઓ એમ દાવો કરતા હોય કે, શેખ સંદુક (?) ઇમામના ગાયબ થવા પછી સંદુકમાંથી નિકળ્યા હોય, તો પછી ઇમામોની સનદવાળું 'તેહરીફે કુરઆનનું કથન' (નઉઝબિલ્લાહ) અસત્ય થશે, તે માટે તેમની કને કંઇ ખુલાસો છે ખરો ?

તેં છતાં કદાચ થોડા વખત માટે એમ પણ કબુલ રાખીયે કે શેખ સુદુક અને અબુ જાફર વિગેરે કહેવાતા ઇસ્નાઅશરી આલેમોએ 'કુરાનની સત્યતા વિષે અને તેમાં ફેરફાર થયો નથી,' એમ લખ્યું હોય, પરંતુ અહિંયા એક ભારે અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ઇમામની ગેરહાજરીમાં તમારા દિનનો પાયો મુજતેહદોના ફત્વા-તફસીરો ઉપર ચણાયલો છે. જો હું કહું કે, તમારી નજરમાં (નઉઝબિલ્લાહ) ઇમામો કરતાંય મુજતેહદોનો

ફરજન્દો ઉચ્ચતર–આલા છે, તો તે જરાય ખોટું નથી. કારણ ઇસ્નાઅશરીઓના માની લીધેલા ૧૧ મા ઇમામ હસન અસકરીએ કુરઆને કરીમની એક તફસીર લખી છે, તેને તમારા કહેવાતા આલીમો માન્ય રાખતા નથી, અને એ તફસીરને દબાવી દીધી છે. કહો હવે તમારી માન્યતા મુજબ કોણ સરસ? એટલે જો એમ કહેવામાં આવે કે, તમારા મોટામોટા ઉલમાઓ ઉપર તમારા મજહબનો પાયો મક્કમ કરવાના કારણ સર તમારી ચાલુ માન્યતાનો દારોમદાર છે ત્યારે એવા જે મુસ્તનદ આલીમોએ 'તેહરીફે કુરઆન' વિષે દલીલ કરી છે, તેઓ બધા ખોટા ઠરે છે અને તેમ થવાથી તેઓની લખેલી બધી કીતાબો ખોટી ઠરે એ પણ લોજીક (તર્કશાસ્ત્ર)ની રૂએ યોગ્ય ઠરે છે, કારણ કે તે બિચારાઓએ તો તમારા ઇમામોના કહેવા પ્રમાણેજ પોતાનું ભેજું ખરચ કરી 'ચાલુ કુરાન ફેરફારવાળો છે, અને તેમાંનો ઘણો ભાગ કાઢી નાંખવામાં આવ્યો છે તથા અમુક નવો ઉમેરવામાં આવ્યો છે,' એવું પોતાની કીતાબોમાં પ્રતિપાદન કરે છે, અને જો આ ઉલેમાઓને તમો ખરા દિલથી તસલીમ કરશો, તો તમારા સુદુક અને અબુ જાફર વિગેરે ઉલેમાઓનું પોકળ પ્રકટ થઇ જશે અને તેમ થવાથી મિસ્ટર ગયન તમો જાણો છો કે મઝાહિબુલ ઇસ્લામની જે દલીલ તમોએ ટાંકી છે તે હવામાંજ ઉડી જશે. તમારી યાદદાસ્તે કદાચ તમોને દગો દીધો હોય, તો તેને ફરી તાજી કરવા માટે આ પહેલા પ્રકારના ઉલમાઓના નામો અને તેમના પુસ્તકોમાંની દલીલો વીગતવાર નીચે જણાવું છું.



ઇસ્નાઅશરી ઉલમાઓના કોલ (વચનો) કે ઇમામોના કોલ (કથન) પ્રમાણે પોતાના સત્તાવાર પુસ્તકોમાં કુરાન શરીફમાં માણસોએ પોતાની તરફથી ભેળવેલ તથા કાઢી નાખેલ આયતો બાબત એઅતકાદનું લિસ્ટ.

ઇસ્નાઅશરી મજહબના. મોટા આગેવાન લખનૌના રહીશ જનાબ મુજતહદ મીરન સાહેબ પોતાની કિતાબ 'હદીકએ સુલતાનીયા'ના ત્રીજા બાબ (અધ્યાય)માં લખે છે કે કુરાનમાં ફેરફાર અને નુકસાન ચાર વસ્તુમાં થયું છે. (જુઓ આયતે બય્યનાત જીલ્દ ૧ લી ભાગ ૧ લો પાનુ ૧૬)

## પહેલા પ્રકારનો ફેરફાર.

૧ "દીનના દુશ્મનોએ કુરાનમાં તે લખાણો વધારી દીધા છે, જે ફસાહિત અને બલાગતની વિરૂદ્ધ હોવાને લીધે (એટલે તેઓમાં શ્રેષ્ટ અરબી ભાષા નહીં હોવાને લીધે) તેનાથી અજીબ પેદા થવો જરૂરી છે." (અલ્લામા તિબરસીની ઇરાન દેશના કાશાન શહેરમાં છપાયલી કિતાબ અેહેતેજાજ પાનું ૧૩૦)

૨ "જનાબ નબી (સ. અ. વ.)ને કલંક લગાડનારી જેટલી વાતોનું બયાન કુરાનમાં છે, તે સઘળી વાતોનો ખોટો આરોપ મુલાહિદો (દીનથી સખત નકાર કરનારાઓ) એ જાણી જોઇને મુકેલા છે." મજકુર કિતાબ પાના ૧૩૦

૩. "જો કુરાનમાં વધારો કે ઘટાડો કરવામાં નહીં આવતે તો ખિલાફતનો અમારો હક કોઇ પણ સમજુ માણસ પર છાનો રેહતે નહીં" (શિયા પંથની પ્રખ્યાત તફસીરે અય્યાશી.)

## બીજા પ્રકારનો ફેરફાર.

ઇસ્નાઅશરી પંથની રૂએ કુરાને શરીફથી પણ વધારે સાચી અને મોતબર કિતાબ ઉસુલે કાફી જે ઇસ્નાઅશરી પંથના હદીસોની ઘણીજ નામાંકિત કિતાબ છે અને ઇસ્નાઅશરી મજહબના ઘણાજ મોટા વિદ્વાન હદીસોના ઇમામ મહમદ બિન યાકુબ કુલેનીની રચેલી છે, (ઇસ્નાઅશરીઓની માન્યતા મુજબ આ પુસ્તક ઇમામ પાસે ગારમાં મોકલાવી તેના સહીહ હોવાની સરટીફીકેટ એ મુહદ્દીસે મેળવી છે, અને ગાયબ ઇમામે એ ગ્રંથ પોતાની ગેરહાજરી દરમ્યાન તેમના અનુયાયીઓની માર્ગ-દર્શીતા માટે સર્વાંશે સંપૂરણ હોવાનું જણાવેલું કહેવાય છે.) તેમાં એક આખો બાબ (અધ્યાય) એજ બાબતના મથાળાવાલો છે "એ બાબતમાં એજ બયાન છે કે પુરેપુરૂં કુરાન ઇમામો વગર બીજા કોઇએ પણ એકઠું કિધું નથી" જેથી સાફ જણાય છે કે હાલનું કુરાન જેવી રીતે ઇમામનું એકઠું કીધેલું નથી તેવીજ રીતે એ પુરેપુરૂં કુરાન નથી પણ ઘણા લખાણો કમી કીધેલા છે.

૨ એક બાબતનું મથાળું આ પ્રમાણે છે કે "વિલાયત (એટલે ઇમામોની ઇમામત) ની આયતો કુરાનમાંથી કાઢી નાખવામાં આવી." (જુઓ ઉસુલે કાફી નવલકિશોર પ્રેસમાં છપાયલું પાનું ૨૬૧.)

ઇસ્નાઅશરી પંથમાં ઇમામોની ઇમામત પર પણ ઇમાન લાવવાનો અકીદાવાળો મસલો છે અને એ અકીદાનો મસલો નહીં માનનારને તેઓ એક મ્હોટો કાફર ગણે છે. આ પરથી જણાય છે કુરાનમાંથી સેંકડો અકીદાઓના મસલા પણ કાઢી નાખી કુરઆનમાં કમી કરવામાં આવી છે.

૩ મજકુર કીતાબના પાના ૨૬૨ ઉપર તેજ બાબત વિષે અબુ બસીરે જનાબ અબુ અબદુલ્લાહ હજરતે ઇમામ જાફર સાદકથી એક હદીસ એવી રીતે રિવાયત કરી છે કે, ખુદા પાકે અસલ તો આ આયત એવી રીતે ઉતારી હતી કે વમંય યોતી ઉલ્લાહા વરસુલોહુ ફી વિલાયતે અલીયન વલ અઇમતે મિમ્મ બાઅદેહિ ફકદ ફાની ફૌઝન અઝીમા પણ હાલ કુરાનમાં "ફી વિલાયતે"થી "મિમ્મ બાઅદેહી" સુધીના શબ્દો નથી, એટલે એટલા શબ્દો કમી કરવામાં આવ્યા છે.

૪ મજકુર કિતાબના એજ બાબમાં છે કે અબદુલ્લાહ બીન સીનાને હજરત ઇમામ અબુ અબદુલ્લાહ (જાફર સાદક) રિવાયત કીધી છે વલકદ એહદના ઇલ્લા આદમા મિન કબ્લે કલમાતિન ફી મોહમ્મદીંવ વ અલીયંવ વ ફાતિમતા વલ હસના, વલ હુસૈના વલ અઇમ્મતાહુ મિન ઝુર્રી-યતેહી ફનસા હજરત ઇમામે પ્રતિજ્ઞાપુર્વક જણાવ્યું કે "ખુદા પાકના કસમ એ આયત મહમ્મદ સલઅમ પર ઉતારવામાં આવી હતી જે હાલના કુરાનમાં નથી એટલે તેમાંથી કમી કરવામાં આવી છે.

૫ મજકુર કિતાબના પાના ૬૭૦ માં બાબુન્નવાદરિમાં છે કે, જનાબ ઇમામ અબુ અબદુલ્લાહ (જાફર સાદક) અ. થી રિવાયત છે કે આપે ફરમાવ્યું કે "જનાબ જીબ્રઇલ (અ.) જે કુરાન મહમ્મદ (સ. અ. વ.) પાસે લાવ્યા હતા તેમાં ૧૭ હજાર આયતો હતી." આ હદીસથી સાફ જણાય છે કે હાલના કુરાનમાં લગભગ ૧૧ હજાર આયતો ઓછી છે, કેમકે હાલના કુરાનમાં કુલ ૬૬૬૬ આયતો છે. એ અફવાહ મશહુર છે કે

ઇસ્નાઅશરી પંથવાળાઓ કુરાનના ૪૦ પારા હોવાનું માને છે. અને એ રિવાયતોના આધારે ૧૧ હજાર આયતો ઉમેરતા ઇસ્નાઅશરીઓનું કુરાન ૪૦ પારા કરતા વધી જાય છે.

મી. ગયન અને તેના સહાયક ઇસ્નાઅશરી લેખકોને પુછીશું કે ચાલુ કુરાનના ૪૦ પારા માનવાવાળાઓ તમારા પંથના છે વા નહિ? તેનો ખુલાસો લખશો? પણ યાદ રાખજો કે આ ૪૦ પારાની સાંકળ તમારા ગળામાંથી નિકળવાની નથી. ભલે તમો તે માટે કામળીયાઓ કાળા કરતા રહો પણ જે છાપ લાગી ગઇ છે, તે તો તમારા ઉપરથી કિયામત સુધી ઉતરવાની નથીજ.

૬ અલ્લામા તિબરસીની કિતાબ 'એહતેજાજ'માં એક ઘણી લાંબી રિવાયત પાને ૧૧૯ થી શરૂ થઇને પાના ૧૩૦ પર પુરી થાય છે, તેમાં એક કાફીરે (ઝદિંક) હજરત જનાબે અમીરૂલ મોમીનીન (અ.)ની રૂબરૂ કુરાનની કેટલીક આયતો માટે વાંધો ઉઠાવ્યો અને તેનો ઉત્તર વાળતા જનાબે અલીએ મુરતઝા (અ.) એ પોતે નીચે લખેલા ફકરા જુદા જુદા બયાન ફરમાવેલા છે.

(અ) "અગર મુનાફિકોને (ખુદા તેઓ પર લાઅ્નત કરે) ખબર પડી જતે કે, આ આયતો જેની મતલબ મેં તારી રૂબરૂ બયાન કીધી છે, બાકી રાખવામાં શું શું નુકસાન છે તો તેઓ (કુરાનમાંથી) એ આયતોને પણ નકી કાઢી નાખતે; જેવી રીતે કે તેઓએ તેમાંથી બીજી આયતોને કાઢી નાખી છે.

(બ) "કેમકે (ખુદા પાક) પોતાના ઇલ્મથી જાણતો હતે કે જો "સલામુન અલા આલે મોહમ્મદીંવ" કુરાનમાં

બયાન કરવામાં આવશે તો, લોકો એને પણ કાઢી નાખશે, જેવી રીતે કે તેઓએ બીજી (આયતોને) કાઢી નાખી છે."

(ક) "અલ્લા તુકસેતુ ફિલયતામા" અને "ફનકહ" એ શબ્દો વચ્ચેથી કુરાનનો ત્રીજો ભાગ કાઢી નાખવામાં આવ્યો છે જે ભાગમાં હલાલ અને હરામના ઘણાં હુકમો અને કેટલાક કિસ્સાઓ પણ હતા અને તેથીજ એ આયતોનો સંબંધ ઉપલી આયત સાથે બંધબેસતો નથી."

૭ તફસીરે અય્યાશીની મજકુર ઇબારત, જે હજરત ઇમામ જાફર સાદક (અ) નાજ વચનો છે, તેમાં ફરમાવ્યું છે કે "જો કુરાનમાં વધારો કે ઘટાડો કરવામાં નહી આવ્યો હોત તો અમારો હક કોઇ પણ વિદ્વાન માણસોથી સંતાયલો રેહતે નહીં."

## ત્રીજા પ્રકારનો ફેરફાર.

૧ ઉપર કથિત કિતાબ એહતજાજની તેજ હદીસમાં જનાબે અમીરૂલ મોમનીન પોતા ઝિંદીકને ફરમાવે છે કે, 'જો હું તારી આગળ તે સઘળી ચીજોનું વર્ણન કરૂં કે જે કુરાનમાંથી કાઢી નાખવામાં આવી છે, અને એવી તરહની બીજી વાતોનુ વિવેચન ઘણું લાંબું થઇ જશે, તથા "તકિઓ" જે ચીજને જાહેર કરવાથી રોકાણ કરે છે-એટલે દોસ્તોની પ્રસંશા અને દુશ્મનોનાં દુષ્કાર્યો-એ સઘળી ઘટનાઓ જાહેર થઇ જશે.'

આ દલીલથી 'વધારવું, ઘટાડવું અને બીજા લખાણ સાથે તદન બદલી કાઢવું' ત્રણે તરેહના ફેરફાર હઝરત અમીર અલી (અ. સ.) ની રીવાયત મુજબ થયા છે, એવી ઇસ્નાઅશરીઓની માન્યતા છે, એ ખુલ્લું સાબેત થાય છે.

૨ ઉસુલે કાફીના પાના ૨૬૫ માં છે કે (આ હદીસનો રાવી હમઝા છે. જેમાં રાવીએ કહ્યું છે કે) "એક માણસે, ઇમામે જાફર સાદક અ. ની રૂબરૂ" કુલ એઅમલુ ફસયરહલાહો અમલકુમ વ રસુલહુ વલ મોઅમનુન. "આ આયત પઢી ત્યારે ઇમામે જાફરે (અ.) ફરમાવ્યું કે એ આયત આવી રીતે નથી પણ તેમાં "વલ-મોઅમનુન" ને ઠેકાણે ". વલ મામુનં" છે અને "મામુન" અમે છિયે. એ રિવાયતમાં શબ્દને કાઢી તેને ઠેકાણે બીજો શબ્દ ઉમેરવાની દલીલ છે.

૩ ઉસુલે કાફીના પાના ૧૪૬ માં એક ઘણી લાંબી હદીસ છે જેમાં અહલેબયતની પાસે ચામડાનો એક કોથળો હોવાનું બયાન છે. તેમાં રાવીના કહેવા પ્રમાણે કઇ કઇ વસ્તુઓ છે તેનું વર્ણન કરતાં હજરત ઇમામ જાફર સાદકે (અ) ફરમાવ્યું કે "ખરેખર અમારી પાસે 'મુસહફે ફાતિમા' છે, પણ લોકોને શી ખબર કે 'મુસહફે ફાતિમા' કઇ વસ્તુ છે? ત્યાર પછી આપે ફરમાવ્યું કે 'તે એક મુસહફ (સહીફો અથવા ખુદા પાકે ઉતારેલી કિતાબ) છે, જેમાં તમારા કુરાન કરતાં ત્રણ ગણા વધારે લખાણો છે અને ખુદાના સોગંદ તેમાં તમારા કુરાનનો એક અક્ષર પણ નથી.'

પ્રીય વાંચકો! ચામડાના કોથળામાંના કુરાનમાં શું લખેલું હતું? તેમાં ચાલુ કુરાનનો એક અક્ષર પણ નથી એવી કબુલાત ઇસ્નાઅશરીઓનાં મુજતહદોએ ઇમામોના કોલ (કથન) થી આપી છે. એથી સાબિત થઇ ચુકે છે કે ઇસ્નાઅશરી મજહબનો અકીદો તેજ ચામડાના કોથળામાંના કુરાનમાં લખેલી બાબતો પર રચાયલો છે, જેમાં હલાલ અને હરામના મસાલા લખેલાં

છે તેથી સાબીત થયું કે આ ચાલુ કુરાન સાથે તેઓને કાંઇ પણ લાગતું વળગતું નથી કારણ તેઓમાં એવી ક્રિયાઓ કરવામાં આવે છે, જેની સાબેતી આ ચાલુ કુરાનમાં કાંઇ પણ મળતી નથી અને તે ક્રિયાઓ આ ચાલુ કુરાનની તદ્દન વિરૂદ્ધ પણ છે, જે આગળ જતાં હું ખુલાસેવાર જણાવીશ. ઇસ્નાઅશરી મજહબથી આટલા પ્રમાણમાં વાકીફ થયા પછી હું આશા રાખું છું, મી. ગયન, જીમ, અઝીઝ, રાજન આદિ કાબા કું. ના સભ્યો પોતાના માની લીધેલા ધર્મના આયનામાં પોતાનું મોઢું જોઇને ફરીથી પવીત્ર ઇસ્માઇલી મજહબ ઉપર બેઅદબીભર્યા આક્ષેપો કરવાની કોશીશ નહીજ કરશે. છતાં પણ જો ફરીથી કુચેષ્ટા કરશે, તો એથી પણ અધીક પુરાવા જે પેલા માનનીય ચામડાના કોથળાઓમાં ભરીને વખારોમાં ઠેલવી રાખેલા છે તેના ખુલાસાનો કીંમતી તોહફો તે ઉપરથી વિવેકનો પડદો ઉતારી ઘણી ખુશીથી નજર કરવામાં આવશે, એ વિષે તેઓએ છાતીએ હાથ દઇને ધીરજ રાખવી.

ઇસ્નાઅશરી ઉલમાઓ સત્તાવાર પુસ્તકોમાં પોતાના ઇમામના વખતની ઉપર જણાવેલી જે જે બાબતો લખી ગયા છે, તે બાબતો સરવે સાચી છે, તેમાં કશુંએ ખોટું નથી, એ માન્ય રાખ્યા વિના છુટકો નથી. કદાચ એ બાબતોને ખોટી પાડવાનો પ્રયાસ કરાય તો મી. ગયન આદિએ માની લીધેલા મજહબની બુનીયાદ ઉખડી જઇ, રમવાના કાર્ડના મહેલ પેરે તેમની મઝહબી ઇમારત પડી જશે અને એવું ન બને તે માટે તમો એક તરફ ડીંગ મારતા જાઓ કે, "ખોજા ઇસ્નાઅશરી કોમમાં કેટલાક દાયકાઓ થયા શુધ્ધ ઇસ્લામી આચાર વિચારો પ્રચલીત થયા છે, અને તેવા વિચારોને વળગી ખોજા ઇસ્ના-

અશરીઓએ મસ્જીદો, ઇમામવાળાઓ (?) આદિ ધર્મ સંસ્થાઓ મ્હોટે ખર્ચે ઉભાં કરેલાં છે...વિગેરે.

અને અન્ય પક્ષે (હું તો ધારૂં છું કે મોહર્રમના ચેહલુમ પેરે આખો વર્ષ કાળા કપડા પહેરીને, જો જન્નત લેવી હોય અને નાજીયાહ ટોળામાં ગણાવવું હોય તો) જેઓ સત્ય માર્ગ અને સાચા ઇમામની સનાખ્ત આપે છે, તેમનાં માટે બળાપો કરી રડતા જાઓ કે, "હમણા પાંચ વર્ષ થયા અમુક વિરોધી છાપાઓ થકી ઇસ્નાઅશરીઓને જે ખમવું પડયું છે (જેઓ સત્યથી વિમુખ થયા હોય તેઓનો અન્ય શું અંજામ હોય?) અને રોગ જે ઇસ્નાઅશરી અનુયાયીઓને (સત્ય આખરે પોતાનેજ મ્હોડે બોલી રહ્યું છે. ભલે ઘુવડની આંખ્યોવાળા સુર્યના પ્રકાશને ન જુએ) પીડી રહ્યો છે તે રોગની દવા એ છે કે પૈસાને એક ભંડોળ નિર્ભય (?) રીતે એકઠો કરીને" (હિદાયત ફંડ, અમકા ફંડ, ધમકા ફંડના પૈસા હોઇયાં થઇ ગયા છે, એટલે ભય તો ખરોજ, અન્યથા જો કોઇ સારૂં કાર્ય કરવાનું હોય તો તેમાં ભય રાખવાનું પ્રયોજનજ શું?)

વિસ્તાર ભયને લીધે 'ઇસ્નાઅશરી સચ્ચાઇનો સીંહનાદ'ની પ્રસ્તાવનાના પૃષ્ઠ ૮ નો પુરેપુરો ઉતારો આપ્યો નથી. પરંતુ ડાહ્યા માણસો એ લખાણમાં શો ભેદ છે, તે તુર્તજ કળી શકે છે. બિચારા ખૈરૂઝઝાકરીનનું ટટુ ચાલતું નથી, રાજનભાઇનું ગાડું પણ અડીયલ છે. એટલે નિર્ભયતા (?) થી "તારી મારીમાં દીનની ઉન્નતી સમજી, એ લોકોના માસીકામાં જે ફારસ રજુ થાય છે, એથી અધિકતર અન્ય કઇ દીની સાહિત્ય સેવા હોઇ શકે?

હવે મુળ મુદ્દા પર આવીશું. એતો આપણે આગળ જોઇ ગયા છીએ કે, બિચારા ઇસ્નાઅશરીઓની

માન્યતા મૂજબ તેમના માની લીધેલા ઇમામ પેતાની સાથે સાચું કુરાને શરીફ લઇ ગયા, એટલે 'ઇમામ તથા કિતાબુલ્લાહ'ના ગેરહાજરીમાં તેઓ બિચારા શું કરે? એટલે 'ન મામા કરતા' એ લોકોએ "કાણો મામો" માન્ય રાખ્યો તેમાં શી નવાઇ? છતાંય આપણે ઘડીભર માટે એમ પણ માની લઇએ કે 'મઝહિબુલ ઇસલામ'માંથી શેખ સુદુક અબુજાફર વીગેરે ઉલમાઓનો જે દાખલો મી. ગયને આપ્યો છે, તે પણ સાચોજ છે. એમજ અમો માનીયે છીએ, કારણ ઇસ્નાઅશરીઓના માનેલા લીધેલા ઇમામ મેંહદી સામરાની ગારમાં આરામ માટે સીધાવ્યા એટલે તેઓ 'રેહબર' વિનાના થઇ પડવાથી ઇસ્લામી ભાઇયોએ તેઓના ડગમગીયા મજહબ ઉપર સખ્ત પર સખ્ત હુમલા કરવા લાગ્યા. કુરાન ઉપરથી તો પહેલાથીજ પોતાને હાથે ઉપાડી લીધો હતો અને બાકી રહી ઇમામત–તેની ઉપર માની લીધેલા ઇમામની હયાતીમાં કુદી રહ્યા હતા. તે સોનેરી પક્ષી પણ હાથમાંથી ઉડી ગયું, એટલે ઇમામ વગરના થઇ પડયા. આજે નતો સામરાવાળી આવૃતિનું કુરઆન રહ્યું અને નતો ઇમામ.

એજ કારણે ઇસ્લામીયો કહેવા લાગ્યા કે ઇસ્નાઅશરીઓનો ઇસ્લામથી કોઇ પણ સબંધ રહ્યા નથી અને પછી તેજ કારણે ઇસ્નાઅશરી મજહબના લોકોના મોટા મોટા ટોળાં છુટાં પડી બીજાઓના મજહબમાં ચાલ્યા ગયા આવી કફોડી હાલત મજહબની પાયમાલી કરશે એમ ઉલમાઓને દેખાવાથી, તેઓ કોન્ફરન્સો પર કોન્ફરન્સો ભરવા લાગ્યા અને સર્વે ઉલમાઓ–મુજતેહદોએ એકમત થઇ ઠરાવ પાસ કર્યો કે, જે વખત સુધી આપણા ઇમામ ગારમાંથી પ્રગટ ન થાય ત્યાંસુધી અસલ હાલતનો તકિયો રાખી, આ ચાલુ કુરાન પર અમલ કરવો જોઇએ, ત્યાર બાદ

સંજોગે જોઇ ઇસ્નાઅશરી ઉલમાઓએ 'આ ચાલુ કુરાન માનવા તથા સાચું હોવા' બાબદ લખવાનું શરૂ કર્યું.

અરે, અરે, બિચારા ઇસ્નાઅશરીઓ એજ આશા રાખી જીંદગી ગુજારવા લાગ્યા કે, નબી સલઅમની હદીસ પ્રમાણે કાયમ માટે દુનિયા ઉપર ઇમામ ગેરહાજર રહી ન શકે, એટલે એકાદ વરસ કે બે વરસ કે ટુંક સમયમાં ગાયબ થયેલો ઇમામ બાહેર આવશે અને આપણે આ ચાલુ કુરાનથી કેડો છોડાવી, ફરી આપણે ઘણી ખુશીથી પેલા ચામડાના કોથળાને વધાવી લઇ તેપર અમલ કરીશું અને સુખી જીંદગી ગુજારીશું. એવી આશાથી તે ગારપર તસબીહ તથા તેહલીલ પડવાની ધમાલ થઇ તથા બાઇ અને ભાઇઓના મોઢામાંથી બરાડા પાડવાનું શુરૂ થયું કે "અજલલ્લાહો તાઅલા ફરજક વસહલ્લલ્લાહુ મખરજક વ ઝહુરક" એટલે અય ખુદા! અમારો જે ઇમામ ગારમાં સંતાઇ ગયો છે તેને જલ્દી બાહેર મોકલો. પણ નતો પાક પરવરદિગારે દિલના કુડાઓની દાદ લીધી, નતો તેઓના માની લીધેલા ઇમામને પોતાના અનુયાયીઓની દયા આવી, અને એવાજ બરાડા પાડવાનો રીવાજ તે દીવસથી આજ દીવસ સુધી દિવસમાં પાંચ વખત દરેક મિજલસ તથા મેળાવડામાં ચાલુ છે.

વખત વહેતો ચાલ્યો. ઇમામ સાહેબ તો એવા રિસાઇ બેઠા કે પાછા ફરવાની વાતજ નહિ. લોકો હવે મુંઝાવા લાગ્યા. નધણીયાતા ઢોર માફક આથડવા લાગ્યા. જેઓ સમજુ હતા તેઓ જાણી ગયા કે, આ કહેવાતો ઇમામ સાચો ઇમામજ નહોતો, અને હોયજ કયાંથી? ભાઇ 'ગયન' અમારા આકાએ નામદાર આગા સર સુલતાન મહમ્મદશાહ સાહેબુલ અસ્ર

વઝઝમાનના નસબ નામા ઉપર એતરાઝ કરે છે, પણ તેઓ જરા ગરેબાનમાં મ્હોડું નાખીને જુએ તો ખરા કે, તેમના કહેવાતા ગારમાં છુપાઇ બેઠેલા ઇમામની હસ્તીજ માટે ઇસ્લામની કિતાબો શું કહી રહી છે? એ વિષયનો ઉલ્લેખ આગળ ચાલતાં કરીશું.

પાંચ વર્ષની વયના કહેવાતા ઇમામ સામરાની ગારમાંથી પાછા ફર્યા નહિ, એટલે ઉલેમાઓ તથા મુજતહદોએ ભોળા દીલના માણસોને ફસાવવા માટે સંતાઇ ગયેલા બારમા ઇમામની 'ગયબતે સુગરા' (એટલે ટુંક વખતમાં ગારમાંથી બાહેર આવશે) નો વખત છે એમ કહી પોતાને નાયબ મુકરર કર્યા અને પ્રથમે ઉસમાન બિન સઇદે પોતાને "નાયબે ઇમામ" જાહેર કર્યો. ત્યાર બાદ તેનો છોકરો મહમ્મદ અને તે પછી હુસેન બીન રૂહ અને આખરમાં અલી બીન મહમ્મદ સમીરીએ દાવો કર્યો. એજ પ્રમાણે ફરેબની જાળ તમારા ઉલેમાઓ ૭૪ વરસ સુધી ચાલુ રાખી. જે વખતે આ જુઠા પતીંગનો ભોપળો ફુટયો તો પછી તમારા ઉલેમાઓએ એક નવા પતીંગનું લાકડું ફરીથી ઉભું કર્યું, કે આ જમાનો ગેબ થયેલા ઇમામનો 'ગયબતે કુબરા'નો છે, એટલે હાલમાં એ ઇમામ ગારમાંથી તરત બાહેર નીકળે એમ નથી. (જુઓ મઝાહિબુલ ઇસ્લામ પાનું ૪૧૮ અને તારીખ અલબુરહાન ઇરાની છાપ પાનું ૭૨૨.) મીસ્ટર ગયન હવે તમો કેટલી મુદત સુધી તે ગારમાં સંતાએલા ઇમામની રાહ જોતા રેહશો? જો તે બીચારો ખરેખર ગારમાં હોય તો બાહેર આવેને! મ્હને તમારી હાલતપર સદઅફસોસ થાય છે કે હાલમાં તે ગાર પણ ઇબ્ને સઉદે પાયમાલ કરી નાખીં છે.

હવે આપણે તમારા ગાયબ ઇમામનો ઇતિહાસ તપાસીશું. ભલા એમના માતુશ્રી કોણ હતા? નરજીસ કે સોશન? એ "કનીઝ" હતાં ખરાં? અને પેલા ખેંરૂઝઝાકરીન કહે છે, તેમ 'રાન'માંથીજ પેદા થયલા તેમાં જરાય શંકા નહિ. (જુઓ અલહાદી) અને બિચારા પરોપકારીએ પાકા! જ્યારે ઝહુર ફરમાવશે, ત્યારે "તવઅન વ કરહન" રાજીયે વિના રાજીયે માનવીઓને ખુદાની ઇબાદત પર લાવશે. ભલા વગરની દિલની બંદગી કરાવવામાં લાભ શો? અને તેનું ફળ મળે ખરૂં? જરા આગળ વધો અને જુઓ. જાફરિયા મઝહબવાળાઓનું કહેવું છે કે હસન અસકરી વગર સંતાને દુનિયામાંથી સિધાવી ગયા તેઓને કોઇ પણ ઓલાદ હતી નહી. તેનો કોઇ છોકરો મહમ્મદ નામનો હતોજ નહિ. તેઓ તો તમારા માની લીધેલા ઇમામની વિલાયતના પણ મુનકર છે, અને તવારીખોમાં એવું પણ વર્ણન છે કે જાફરિયા મજહબનું નામે એ ખાતર પાડવામાં આવ્યું કે હસન અસકરીને ફરજંદ ન હોવા કારણે તેના ભાઇ જાફરને ઇમામ તરીકે સ્વીકારવામાં આવ્યા છે. એ બિચારા હસન અસકરીના ભાઇએ સાચી વાત કરી છે. વળી મઝાહિબુલ ઇસ્લામમાં તમારા માની લીધેલા ઇમામની હસ્તી વિષેયે શંકા દર્શાવેલા છે, તેથી તમો જ્ઞાત છો ખરા? જુઓ તમારા ઇમામની ખોટી હસ્તી હોવા વિષેનું ચીત્ર દોરતાં, તેમાં જણાવ્યું છે કે, 'મારા ભાઇનો કોઇ પણ દીકરો નહોતો,' તો તેને તમારા ઉલેમાઓએ કઝ્ઝાબ (અસત્ય વદનાર)નો ટાઇટલ આપી, જાફરે કઝ્ઝાબ કહેવા લાગ્યા.

## ઇમામે બરહકની શનાખ્ત.

મિસ્ટર ગયન તમો અગર આ ચાલુ કુરાન શરીફ ઉપર શુધ્ધ ભાવથી નજર ફેરવતે તો તમો જરૂર બરહક ઇમામની

માન.ખ્ત હાસલ કરી, ગારમાં સંતાઇ જનારની રાહ નહી જોતે, પણ અફસોસ કે તમો તો તમારા ચામડાના કોથળાવાળા કુરાન પર યકીન રાખી તે સંતાઇ રહેલા ગારવાળા ઇમામની રાહ જોવા કરો છો અને ચાલુ કુરાનમાં હાઝર ઇમામે ઝમાનના બારામાં ખુદતાલાએ એક ઝાડનાં ઉદાહરણમાં વર્ણન કર્યું છે, તે ભુલી ગયલા જણાઓ છો.

અલમ તરા કયફ ઝરબલ્લાહો મસલન કલેમતન તઇય્યબતન કશજરતીન તઇયબતીન અસલોહા સાબે-તુન વ ફુરૂઓહા ફિસસમાએ તુઅતી ઓકોલોહા કુલ્લ હીનીન બેઇઝ્ને રબ્બેહા વ યઝરબુલ્લાહુલ્ ઇમસાલા લિન્નાસે લઅલ્લહુમ યતઝકકરૂન."

( સુરે ઇબ્રહિમ આયત ૨૪-૨૫ )

ભાવાર્થ:—ખુદાવંદ આલમીન કુરાન મજીદમાં ફરમાવે છે કે, એક નુરાની વૃક્ષ જેના મુળીયાં પાતાળમાં છે અને તેની ટોચ આકાશ તરફ વધતી જાય છે. તે શાખ હમેશા ફળ આપ્યાજ કરે છે, જે ખુદાના હુકુમથી હમેશ કાયમ અને દાયમ રહેવાવાળી છે. તે ઝાડને એક દાખલા તરીકે ખુદાવંદે આલમીન જગતને સમજાવે છે. એટલે એ વૃક્ષનું મુળ જનાબે મુરતઝા અલી (અ) અને ઝાડ હજરત મહમ્મદ મુસ્તફા રસુલ (સ. અ. વ.) અને તે વૃક્ષની ડાળ બીબી ફાતમુત ઝોહરા તથા તેના ફળ જમાનાનો ઇમામ છે અને પાન તે ઝાડના મોમીન છે. એ ફળ જે ઇમામે ઝમાન છે, હમેશા એ ઝાડમાં કાયમ રહે છે, એટલે આ દુનિયામાં એકના પછી એક ઇમામ કાયમ રહેશે.

એવીજ રીતે ખુદાવંદે આલમીન બીજા ઝાડનું પણ બયાન કરે છે અને તે એક નાપાક ઝાડ છે, જેની દલીલ ઇમામતનો ઝુઠો દાવો કરનારાઓ માટે આપી છે.

"વ અસલો કલેમતીન ખબીસતીન કશજરતીન ખબીસતીન ઇજ્તુસ્સત મિન ફવકિલ અરઝે માલહુા મિન કરાર!! (આયત ૨૬)

ભાવાર્થ:—ખુદાવંદ આલમીન ફરમાવે છે કે એક પલીદ ઝાડ વચમાંથી કાપેલ છે. તેમાં ખુશી અને આનંદ નથી. તે સર્વ વૃક્ષો કરતાં ખરાબ છે। તે હર વખતે ખાનદાને રસુલની હરીફાઇમાંજ રહે છે અને તે ઇમામતનો દાવો કરે છે પણ તે ટકી શકતો નથી, કારણ કે તેનો વંશ આગળ જતાં કપાઇ જાય છે.

જેનો વંશ કાપાઇ ગયલો હોય તે ઇમામ ખરો કહેવાય નહી. ઇમામ તે છે કે તેનો બાપ પણ ઇમામ હોય અને છોકરો પણ ઇમામ હોય જેની વંશાવળી પેઢી દર પેઢી ચાલતી જાય, વચમાં તુટી ગયેલો નહી હોય જેનો વંશ તુટેલો હોય અને જો તે ઇમામતને દાવો કરે, તો તે ખોટો છે. એનો વધારે ખુલાસો ખુદાવંદે આલમીન કુરાનમાં ફરમાવે છે.

ઇન્ના આતયનાકલ્ કૌસર ફસલ્લે લેરબ્બકા વનહર ઇન શાનેઅકા હોવલ અબતર

ભાવાર્થ:—ખુદાવંદે આલમીન ફરમાવે છે (અય મહમ્મદ) હું તમોને ઘણા છોકરાઓ આપીશ કારણ કે તમારૂં મુળ મજબુત થશે તેથી તમો શુક્રગુજારી કરો અને તે ખુદાના મહિમામાં ઉટની કુરબાની અર્પો અને જે દુશ્મનો તમને વાંઝીયો કહે છે તે ખુદ વાંઝીયા થઇ જવાના છે.

તેઓ ખરાબ અને બરબાદ થઇ જશે કારણ કે તેઓની ઐાલાદ બાકી રહેવાની નથી પણ તમારી ઐાલાદ કયામત સુધી કાયમ રહેવાવાળી છે, જેને ઇમામતનો ઓધ્ધો સદાના માટે કાયમ

છે. આ દાખલામાં ખુદાતઆલા દુનિયા ને ઇમામતને માટે સમજાવ્યું છે અને આગળ ચાલતા કુરાને મજીદમાં ફરમાવે છે કે, જે વખતે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામને ઇમામતનો ઓધ્ધો સોંપવામાં આવ્યો તે વખતે હઝરત ઇબ્રાહીમે ખુદા પાસે અરજ ગુજારી કે આ ઇમામતનો ઓધ્ધો મારા વંશમાં પેઢી દર પેઢી કાયમ અને દાયમ ચાલતો રહે. ખુદાવંદે આલમે ફરમાવ્યું "લાયનાલ અહુદી ઝઝાલમીન" એટલે જાલીમો અને જુલમ ગુજારનારાઓને ઇમામતનો આ ઓધ્ધો આપવામાં આવશે નહીં એટલે ઇમામતનો ખોટો દાવો કરનારાઓનું વંશ આગળ વધવાનું નથી.

ચાલુ કુરાન તો આ પ્રમાણે ગેબ ઇમામના બારામાં કોઇપણ ઠેકાણે કહતું નથી; હાં કદાચ પેલા ચામડાના કોથળાવાળા કુરાનમાં જે ગેબ થયેલા ઇમામ સાથે ગારમાં છે તેમાં કાંઇ લખેલ હોય તો જરા તપાસ કરાવી દુનિયાની જાણ માટે રજુ કરશો !!

મિસ્ટર ગયન! આ ગેબ ઇમામને આપ એના માટેજ કબુલ રાખો છો કે હઝરત મૌલાના શાહ ઇસ્માઇલની ઇમામતનો ઇન્કાર કરવા માટે, અને તેના હક્કો પચાવી પાડવા માટે અને મુસા કાઝીમના પક્ષને મજબુત કરવાના ઉદેશથી પોતાની મનઘડત માન્યતા તમારા ઉલેમાઓએ જાહેર કરી છે, તે ટકી રહે. પણ આગળ જતાં તમોએ જે ખોટાં કાવત્રાં રચ્યાં તે બધાં ભોપાળાં ફુટી જાય છે, કારણ કે હઝરત રસુલિલ્લાહે હદીસમાં ફરમાવ્યું છે કે મારા પછી ૩૦૦ સો વર્ષે પશ્ચિમના તરફથી સુરજ ચમકશે, અર્થાત હઝરત રસુલના બાદ ત્રણસો વર્ષે પશ્ચિમ તરફ ઇમામનું ઝહુર થશે. આ મુદ્દો ઘણો સમજવાનો છે.

આ ભવિષ્ય જે પેહલાથીજ નબી સાહેબે કહેલું છે તેમાં મોટો ભેદ સમાયલો છે, કારણ ખુદાના રસુલને માલમ હતું કે, મારી ઉમ્મતમાં ફસાદ થવાના છે અને ખોટા દાવાઓ કરી, ઘણા લોકો મારી ઉમ્મતને ગુમરાહ કરશે, માટે તેઓ ખરા ઇમામની ઓળખાણની કસોટી એ કાયમ કરી ગયા છે કે, ૩૦૦. વરસ બાદ પશ્ચિમ તરફથી સુરજ ઉગશે, એમ નથી કહ્યું કે, ગાયબ થઇ જશે. જો ઇસ્લામી તવારિખો ઉપર જરા નજર નાખશો તો સમજાશે, કે હીજરી સન ૨૯૪ માં આપના માની લિધેલા ઇમામ મેહદી ગારમાં સંતાઇ જાય છે અને હી. સન ૨૯૬ માં ઇમામ મૌલાના મેહદી ઇબ્ને ઇમામ રઝી અબદુલ્લાહે સુરજના મિશાલ રોશન થઇ આફ્રિકામાંથી દુનિયાના ચારો ખુણાપર ઇસ્માઇલી મજહબનો વાવટો ફરકાવ્યો. અને ઇસ્લામના જે ખરા ઉસુલ હતા તે અમલમાં લાવી દુનિયાને ખરો રસ્તો બતાવ્યો.

હવે તમોને તમારા ગયબ ઇમામની સોગંદ દઇ કહું છું કે રસુલિલ્લાહની હદીસ પ્રમાણે આપના મહમ્મદ મેહદી ગારમાં સંતાઇ જાય, તો તે ઇમામ ખરો છે કે મૌલાના ઇમામ મહમ્મદ મેહદી ઇબ્ને રઝી અબદુલ્લાહ અલયહિસ્સલામ બર હક ઇમામ ઠરે છે અને કુરાન પ્રમાણે તમારા ઇમામનું વંશ કાયમ રહેલું છે કે મૌલાના ઇમામ મહમ્મદ મેહદી ઇબ્ને રઝી અબદુલ્લાહની નસલ પેઢી દર પેઢી કાયમ છે ? વળી રસુલિલ્લાહને જે ખુશ ખબરી ખુદાવંદે આલમીન તરફથી મળી હતી તે તમારા ગારમાં સંતાઇ ગયલા ઇમામ માટે હતી કે મૌલાના ઇમામ મહમ્મદ મેહદી ઇબ્ને રઝી અબ્દુલ્લાહ જે વંશના હતા અને જે આજ સુધી કાયમ દાયમ છે તે માટે હતી ? ખુદાવંદે આલમીને જે ઝાડમાં હમે-

શના માટે મેવા (ફળ) વાળું હોવાનું ઉદાહરણ આપી સમજાવ્યું છે, તે તમારા ગારમાં સંતાઇ ગયેલા ઇમામ માટે અથવા તો મૌલાના ઇમામ મહમ્મદ મેહદી ઇબ્ને રઝી અબ્દુલ્લાહના વંશ માટે હતું? ખુદાવંદ આલમીને જે પલીદ ઝાડની દલીલ, આપી કુરાને શરીફમાં સમજાવ્યું છે કે તેની ઝુરિંયત રહેવાની નથી તે દલીલ કોને લાગુ પડે છે? અરે મહેરબાન રખેને તમારા ગારમાં સંતાઇ ગયેલા ઇમામની કોઇ ઓલાદ ન હોવાથી તે દલીલ આબાદ તેઓને તો લાગું થતી નથી ને? હવે જરા વિચાર કરો કે ખુદાના કોલ પ્રમણે ઝુરિંયત કોની કાયમ રહેલી છે? ઇમામતના ખરો ધણી કોણ છે? ખુદાના કોલ (ઉદગારો) પ્રમાણે શાંતીથી આ વાતોનું વિચાર કરો. ખુદાવંદે આલમીને હજરત ઇબ્રાહીમે અરજ કરવાથી વાયદો આપ્યો હતો કે, જાલેમ અને સીતમ ગુજારનારાઓને આ ઇમામતનો ઓધ્ધો હું આપીશ નહીં. તેઓ ફરેબ કરશે પણ તે વધુ વખત ચાલવાનો નથી ખુદાતઆલાના આ વચનો તમારા ગારમાં છુપાઇ રહેનાર ઇમામ માટે છે અથવા તો મૌલાના ઇમામ મહમ્મદ મેંહદી ઇબ્ને રઝી અબ્દુલ્લાહ માટે છે?

હજરત મહમ્મદ મુસ્તફા રસુલ (સ. અ. વ) ની એક હદીસ, જે સહીહ બુખારીના પારા ૭ પાનું ૧૦૨ મા છે, તેમાં ફરમાવેલું છે કેઃ—

"લન અર્ઝ તખલુલ અરેજ ફી ઇમામલ હગુલ કયુમ યતકલમુનનાસ અલા ઉકુલેહીમ બીલ હીકમા વહાવા અલા સિરાતલ મુસ્તકીમ."

ભાવાર્થઃ—રસુલલ્લાહ (સ.) એ ફરમાવ્યું છે કે જમીન ઇમામ વગર કોઇ પણ વખતે ખાલી રેહવાની નથી અને તે

ઇમામ ઝમાના પ્રમાણે માણુસો સાથે હિકમતથી બોલતો રેહશે અને તેજ ઇમામ ખગ માર્ગે દોરવનારો છે

અમોએ ચાલુ કુરઆન તથા હદીસ મુબારકથી ઇમામની શનાખ્ત કરાવી છે જેમાં તમોને જરા પણ ચું ચાં કરવાની જગા રાખી નથી.

અચ્છી બુરી જો બાત હય બતલાય દેતે હું ય,
માનો ન માનો આપકો યેહ ઇખ્તીયાર હય.



## ઇસ્માઇલી પાક ઇમામો પર કેહવાતા આક્ષેપોનો જવાબ.

મીસ્ટર ગપને પોતાની કિતાબ "ઇસ્નાઅશરી સચ્ચાઇનો સિંહનાદ" માં ઇસ્માઇલી ઇમામોના વિરૂદ્ધ આક્ષેપો કરવા અને કુરઆન વિષેની પોતાની માન્યતા છુપાવવા પોતે જે દોષો ને આક્ષેપોને પાત્ર છે, તેજ અપરાધો ઇસ્માઇલીઓના શીરે ઢોળવાના પ્રયાસો કર્યા છે. અને એ નાદમાં કોઇ ઠેકાણે કોરટની જુબાનીઓના તાનમાં મશગુલ થાય છે અને કોઇ ઠેકાણે ઇમામોના ફરમાનોનું તોલ કરવા પોતાની ટુંકી અને અજ્ઞાનતાભરી નજર દોડાવે છે તેઓએ પોતાના મનમાં સમાયેલી દુસ્મનાઇનો બુખાર ખુબજ બાહેર કાઢયો છે અને પોતાના જેહર ભરેલા દાંત વડે કરડવાનો પ્રયાસ કર્યો છે, પણ તેમ કરતી વખતે તેઓ એટલુંયે ન સમજ્યા કે જે પાના હું ચિતરૂં છઉં તેને લઇ મારાંજ ભોપાળાં ખુલ્લાં કરવાનાં કાર્યને હું ઉત્તેજન આપી રહ્યો છું અને મારી દુશમનીના બુખારને હુંજ દોજખના પાણીયો બુઝાવી રહ્યો છું. શું એ પણ જાણુતા નહી હતા કે મારા દાંતોનાં જહેર માટે કોઇ માન્ત્રિક મને ઉઝટો પછાડશે? પણ જ્યારે માણુસ પોતાની

વાસનાઓને આધીન થાય છે, તે વખત તે માણસ જગતને કાળું જુએ છે. હક રસ્તાને છોડી તે આડે માર્ગે ઉતરી જાય છે અને પેટ ભરવા ખાતર અસંખ્યાત ફરેબ અને મકરની જાળ પાથરે છે અને એ માણસો દીન અને દુનીયા બન્ને હાથથી ખોઇ બેસે છે "મુઝબઝબ બઇન ઝાલક" વચમાંજ અધર લટકી જાય છે એવા માણસો "ન ખુદાહી મિલા ન વિસાલે સનમ, ન ઇધર કે રહે ન ઉધર કે રહે;" થઇ જાય છે.

મીસ્ટર ગયન! તમો પાક ઇસ્માઇલી હાઝેર ઇમામ ઉપર ખોટા આક્ષેપો કરી વાદવિવાદના મેદાનમાં ઉતરી પડયા છો તેમજ તમારા ગોઠિયાઓ પણ ઇમામની પવિત્ર જાત પર દર વખત પોતાની બેવકુફીમાં ફસાઇ તમારોજ પાઠ ભજવી બતાવે છે, પણ પવિત્ર ઇમામો માટે આ કાંઇ નવી નવાઇ નથી. ઘણા જુના કાળથી તમારા જેવા દાંભિકો (મુનાફિકો)એ એ નતિ ચાલુ રાખી છે પાક રસ્તો બતાવનારા હજરત રસુલ (સ. અ. વ.) ઉપર પણ તમારા જેવા ઘણા લોકો કોઇ વખતે પાગલ અને કોઈ વખતે જાદુગરનું તોહમત મુકતા હતા. ખરૂં જોતાં રસુલિલ્લાહ પાગલ પણ નહી હતા અને નતો તેઓ જાદુગર.

મા યાઅતિહિમ મિન ઝિક્રીન મિં રંબ્બેહિમ,

મોહ્દસીન ઇલ્લસતમઉતો વહુમ યલઅબુન.

ભાવાર્થ:—તેઓની પાસે પોતાના પરવરદિગાર તરફથી નવી મોકલેલી એક પણ શીખામણ આવતી નથી, કે જે સાંભળીને તેઓ મશ્કરી કરતા નથી.

(સુરએ અંબીયા આયત ૩)

એજ પ્રમાણે હઝરત રસુલ (સ.) પછી ઇસ્લામના દીનના પેશવાઓને દીનના વિરોધીઓએ વગોવવામાં પાછી પહાની કરી નથી. તવારીખના પૃષ્ટો સાફ દેખાડે છે કે, હજરત મુરતઝા અલીને મુનાફિકો પણ જાદુગર કહેતા હતા તથા ઇમામ હુસેન જેવા દીનના માટે સત્યાગ્રહ કરનાર અને પોતાની કુરબાનીથી દીન ઇસ્લામની સત્યતાનો આખા જગતને પાઠ શીખાવનાર પવિત્રતાના ભંડારને પણ યાગી અને બાગી (રાજદ્રોહી કહીને બોલાવતા હતા અને એવાજ અશ્રધાલુ લોકો આજેય રસુલ અને ઝમાનાના ઇમામ ઉપર નુકતેચિની કરતા રહ્યા છે. તેઓ એ વાત ખુબ સમજે છે કે રસુલ અને ઇમામ પોતાની વાસનાઓના આધીન થઇ કોઈ પણ કામ કરતા નથી, પણ તેઓ તો ખુદાના હુકુમ અને તેનીજ મરજીથી બધું કાર્ય પાર પાડના આવે છે અને તે માટે આ ચલુ કુરાન પણ સાક્ષ આપે છે.

## કુરાને શરીફ.

"વમા યનતુકો અનિલ હવા ઇનહુ ઇલ્લા વહુયં ગુહા"

ભાવાર્થ:-ખુદા ફરમાવે છે કે મારા પૈગબરો કોઇ પણ કામ પોતાની વાસનાને આધીન થઇ કરતા નથી પણ જે કાંઇ તેઓ કરે છે તે વહીના આધાર (એટલે મારા ફરમાન)થી કરે છે અને એજ પ્રમાણે ખુદાવિંદ આલમીન પવિત્ર ઇમામના બારામાં પણ ચાલુ કુરાનમાં ફરમાવે છે.

"વજઅલનાહુમ અઇયમતં યહદુના બઅમરેના અવહયના એલયહુમ ફેઅલ્લ ખયેરાત."

(સુરે અંબીયા આયત ૭૩)

ભાવાર્થ:—ખુદાવંદે આલમીન ફરમાવે છે કે મેં તેઓને ઇમામ બનાવ્યા. તેઓ મારા ફરમાન વડે હીદાયત કરતા હતા અને વહી મોકલવામાં આવી તેઓ ઉપર અને તેઓ સત્કાર્યના પ્રેરક હતા.

રસુલ તથા પાક ઇમામની શાનમાં ચાલુ કુરાને શરીફની આ આયતથી સીધ્ધ થાય છે કે ઇમામ અને પૈગંબરોના સર્વ કાર્યો ખુદાવંદ આલમીનના હુકમ વડેજ હોય છે, એમાં શક લાવનાર તથા વિના આંચકે ટીકા કરનાર બધા રસુલના તથા ઇમામના અને ઇસ્લામના પણ દુશ્મન છે. જે પૈગંબર અને ઇમામોના કાર્યો અને ફરમાનો છે તે ખુદાની ઇચ્છાથી જુદા હોતા નથી, કારણ તેઓ તેથી જુદા નથા. જેવા જમાનો હોય તેવાજ ફરમાનો તથા કાર્યો પૈગમ્બર તથા ઇમામ કરે છે, એમાં શક લાવવાની કાંઇ પણ જરૂર હોતી નથી, કારણ કે તેઓ અકલે કુલ અને મઝહરે જાતે ખુદા (God Incarnate) છે તેઓના બધા કામોમાં હિકમત જોવામાં આવે છે. ઇમામ તથા રસુલની હિકમતથી ભરપુર કારકીર્દીમાં પોતાની નાકાસ અકલથી દખલ દેવી, એ પોતાની આકેબત બગાડવી છે. શું એક અજ્ઞાન માણસ સરવજ્ઞ, બુદ્ધિ ધરાવનાર દૈવી પુરૂષની પરિક્ષા કરી શકે છે? અથવા એવો નજીવો માણસ તેઓની હિકમતને સમજી શકે છે? કદીપણ નહી, કારણ કે ખુદાવંદ આલમીન પોતાના પાક કલામમાં ફરમાવે છે કે માનવીઓને મેં ઘણુંજ થોડું ઇલ્મ આપ્યું છે

"વમા ઉતિયતુમ મિનલ ઇલ્મે ઇલ્લા કલીલા."

ભાવાર્થ:—મેં તમોને બહુજ થોડું ઇલ્મ આપ્યું છે,

એથી સિદ્ધ થયું કે આ દુનિયાના થોડા ઇલ્મવાળા માણુસો ખુદાએ સર્જેલી સર્વ વસ્તુઓની હિકમતને સમજી શકતા નથી. આપણે એ તો જાણીએ છીએ કે ઇમામ માઅસુમ અને પાક છે. તેઓની ઝાત બા બરકાતના વિષે કોઇ શંકા ઉદ્દભવી ન શકે. જે કાર્યો સામાન્ય માણુસની બુદ્ધિમાં વિરૂધ્ધ દેખાય, તેમાં ઉપર કહ્યું તેમ ઇન્સાનનું જ્ઞાન પહોંચી વળવા અશકત છે. છતાંય એવા ઘણા અકલના આંધળાઓ પંજતન નુર હઝરત હસન (અ.) જેવા પર આક્ષેપ કરતા હતા કે તેઓ તો રાત્રે નિકાહ કરી સવારે તલાક આપતા હતા, તેથી તેમને 'કસિરૂત્તલાક'નું ટાઇટલ આપતા હતા તેઓ જાણુતા હતા કે તે પાક જાત નિષ્કલંક હોવાનું ખુદાતાલાએ ફરમાવ્યું છે.

ઇન્નમા યોરીદુલ્લાહો લેયુઝહેબા અન્કોમુ ર્રિજીસા અહુલલ બયતે વયોત્તાહહેરા કુમ તતહીરા.

(સુરએ અહઝાબ આયત ૩૩)

ભાવાર્થ:—ખરેખર ખુદા એ ઇચ્છે છે કે (અય મહમ્મદ) તારા ઉપરથી અને તારી અહલુલ બયત અલી, ફાતીમા, હસન અને હુસેન (તેમજ ઝમાનાના ઇમામ) ઉપરથી કલંક કાઢી નાખ્યાં છે અને એવાં પવિત્ર (નિષ્કલંક) કીધા કે જે પવિત્ર કરવાનો હક હતો.

મજકુર આયતો જે કુરાન શરીફની છે અને જે કુરાનને તમો માનવાનું જાહેરમાં ડોળ ઘાલો છો, તે વાંચીને તમારા મગજમાં જે ભ્રમણા ભરાઇ ગઇ છે, તે વિચાર કરવાથી જરૂર નીકળી જશે, કારણુ કે જે હસ્તી નીમવા માટે ખુદ ખુદાવંદ આલમીન સાક્ષી પુરે, તેઓ ઉપર ટુંકી બુધ્ધીવાળાઓ કયા

ઝડનો પાલો છે જે ઇમામોની પવિત્ર ઝાત ઉપર ખોટા આરોપ અને કલંક લગાડી પોતાની મતલબ મેળવી શકે? તે નકલંક (નિષ્કલંક) સર્વ કલંકથી પાક છે અને તેઓ ઉપર પોતાની અલ્પ બુધ્ધી પ્રમાણે કલંક ચઢાવી ટીકાઓ કરવી, ખરેખર દીનના દુશ્મનોનુંજ કામ છે.

હઝરત મુસા અને ખિઝરની ઘટના વર્ણનથી ભાગ્યેજ કોઇ કરશામી બાળક અજ્ઞાત હશે, એટલે એ વર્ણન અત્રે બેવડાવતો નથી. પરંતુ મી. ગયના! જરા કૃપા કરી જણાવશો કે ચાલુ કુરાનની "૧૧૪ સુરામાંથી ૨૯ સુરા એવી છે, કે જે અરબી મુળાક્ષરોથી શરૂ થાય છે, અને જેમાં ઘણા ગુહ્ય ભેદોનો સમાવેશ થયેલો છે" તેના ભેદનો સ્ફોટ ઇમામ સીવાય અન્યથી થઇ શકે ખરો? યાદ રાખજો કે "કેટલાક તફસીર લખનારાઓએ તે અક્ષરોનો અર્થ કરવાનો યત્ન કર્યો છે, તોપણ એમ કહી શકાય કે, "આ અક્ષરોનો ચોક્કસ અર્થ ખુદા અને તેના પૈગમ્બર (ઇમામે ઝમાન) સીવાય બીજો કોઇ જાણતો નથી," કારણ કુરઆને શરીફમાં આવાં ગુપ્ત રહસ્યપૂર્ણ વિષયોના સ્ફોટન અર્થના અધિકારી વિષે ખુલાસો કર્યો છે કે, 'કેટલીક આયતો મોહકમ (સ્પષ્ટ) છે અને કેટલીક મોતશાબેહાત (બહુ અર્થી) છે,' અને "તેના અર્થ ખુદા અને જેઓ જ્ઞાનમાં દ્દઢ અને પ્રવીણ છે તેઓ સીવાય બીજો કોઇ જાણતો નથી," ત્યારે એ અર્થ જાણનાર કોણ છે? જવાબમાં તમોને "ઝમાનાના ઇમામ" જણાવ્યા વગર છુટકો નથી, કારણ સર્વ શીઆ મતાવલંબીયોની એ માન્યતા છે, ત્યારે જો ઇમામ પરદામાં હોય, અને તમારા મનમાં શંક ઉદભવે, તેનો ખુલાસો તમો કેવી રીતે મેળવશો?

ગુમ્મસ્તવા એલરહમાએ (પછી તેણે આકાશ ઉપર ગણા ફેલાવ્યા) એ આયતના સબંધમાં શું આજ્ઞા છે, તે મી. ગયન! તમો જાણો છો? શું આ આયત કુરઆનના ગુઢાર્થી વાક્યોવાળી આયતોમાંની એક ગણવામાં આવતી નથી? અને તેના અર્થ વિષે પુછપરછ કરવાની મના થઇ નથી? છતાંય આજે ઇસ્લામ જગતમાં "ઇસ્તવા" શબ્દે શું ચર્ચા જગાડી છે, તે આપ જાણો છો? આ વાક્ય કુરઆનમાં કેટલીક વખત આવે છે, અને તેની તફસીર લખનારાઓએ તેનો અર્થ કરવાનો પ્રયાસ કર્યો છે, તેમાં નિષ્ફળ ગયા છે, એ વાત તો તમારી જાણ બહાર નજ હોય, એટલે તમોને નાચારીએ સ્વિકારવુંજ પડશે કે, આ કાળી પાઘડીવાળાઓનું કામ નથી? માટે ભાઇ ગયન! અને તેના ગોઠીયાઓને નમ્ર ભલામણ છે કે, તમો "મુરદાળ માંસ ખાવાથી હાથ ઉઠાવો" પીર સદરદીને બોધેલા સત્પંથ પર આવો અને ખુદાતાઅલા જેમ ફરમાવે છે તેમ, કહો કે, "હે અમારા પરવરદિગાર તેં અમને ખરે રસ્તે દોર્યા પછી, તું અમારા અંતઃકરણને પાછા આડે રસ્તે લઇ જા નહિ અને તહારી પાસેથી અમારી ઉપર દયાની બક્ષીસ કર, ખરેખર તું ઘણીજ બક્ષીસ કરનાર છે." (આલે ઇમરાન ૮ આયત)

એ નુરાની હસ્તી પવિત્ર ઇમામ પંજતનના વંશમાં સીધા ઉતરી આવેલ હાલના જમાનાના ઇમામ ઇસ્માઇલીઓમાં મોજુદ છે અને એમના કાર્યો અને કોલ ખુદાના કાર્યો તથા કોલ છે. મીસ્ટર ગયન! તમો અને તમારા ગોઠીયાઓ ઇસ્માઇલી પવીત્ર ઇમામોની શાનમાં અણુછાજતા આક્ષેપો કરો છો અને તેની રેહણી કરણી ઉપર ટીકાઓ કરો છો, તેથી તમો અને તમારા

ગોઠીયાઓના નામો મહમ્મદ અને આલે-મહમ્મંદના દુઃશમનોના નાપાક લીસ્ટમાં લેખાશે અને ઇસ્માઇલી મોમિનોની લાગણી તમો તમારા કુટીલ વીચારો વડે દુઃખવી રહ્યા છો તેનો આસ્માની ઇન્શાફ તમારા માટે થવાનો છે.

મીસ્ટર ગયન! આગળ જતાં તમારાજ લખાણુથી સિધ્ધ થાય છે કે તમો ખોજા ઇસ્નાઅશરી ફીરકાવાળાની માન્યતા રસુલ (સ. અ. વ.) ની નબુવ્વત અને અલી (અ.) ની અમીરૂલ મોઅમીન બરહક સમઝવાની માન્યતાથી લાંખો ગાઉનો ફાસલો જણાય છે કારણ જે તમારા ચાંલુ ડોળધાલુ મજહબે તમોને એવી કૃતિમ હીદાયત આપી છે કે સમજ્યા વગર ટીકા કરવી, એજ તમારા ધર્મનો સિધ્ધાંત જોવામાં આવે છે.

મી. ગયન! તમોને 'મઝહિબુલ ઇસ્લામ' પુસ્તક માન્ય છે ને! એ પુસ્તક તો બચાવ માટે એક ગેબી મદદ જેવું તમો માનતા હશો, પણ એજ પુસ્તકે તમારી ધાર્મિક માન્યતા કેવી પોકલ છે, અને તમારી આચારનીતિ કેવી છળભરી છે, તે પર પ્રકાશ પાડયો છે, તેનું કેમ? આતો "ભેંસના સીંગડા" જેવું થઇ પડશે, તેનો પહેલાથી વિચાર ન કર્યો. "બિદા"ના ખુલાસો લખતાં એ પુસ્તકની ઉર્દુ ઇબારતનો તરજુમો શબ્દશઃ તમોએ "ઇસ્નાઅશરી અચ્યાઇનો સિંહનાદ"માં આપ્યો છે, તો તમારી કુડાઇ તથા નિંદા કરવાની ટેવનો નમૂનો એજ પુસ્તક ઉપરથી ઉર્દુ ભાષા અને ગુજરાતી લીપીમાં આપને અર્પણ કરૂં છું (જુઓ મઝાહિબુલ ઇસ્લામ પૃષ્ઠ ૪૩૪ ઇસ્નાઅશરી ફિરકાની પ્રગતી કરવા વિષેનું પ્રકરણ)

"ઔર યેહ તીનોં (બુવૈયા વંશના બાદશાહો) યકે બાઅદ દીગરે સાહિબે સલતનત હુએ ઔર યહાં તક બાર બાંધા કે

ખુદ્દાએ બગદાદ પર ગાલિબ આ ગયે, ઔર ખુદ્દાકા અઝલ (પદચ્યુત કરવું) ઔર નસબ (સિંહાસનારૂઢ કરવું) ઉન્કે ઇખ્તીયાર મેં હો ગયા, ઔર તમામ 'આઝરબયજાન' વ 'ખુરાસાન' વ 'જુરજાન' વ 'માઝનદરાન' વ 'જીલાન' વ દેલમ' વ 'ઇરફ્હાન' વ 'રએ' વ 'શિરાઝ' વધયરા પર ઉનકા કબ્ઝા રહા ઔર ૧૨૭ બરસ તક ઉનકી સલતનત કાયમ રહી......યેહ લોગ ધુલ્લાત (શરીઅતની હદ કુદી જનારા) ઇસ્નાઅશરીઆંસે થે. 'વલુ' કા ઉનકે યેહ હાલ થા કે, હિ. સ. ૩૫૧ મેં જબ રૂકનુદ્દવલા બિન બુવય્યાહ ને 'તિબ્રસ્તાન' વ 'જુરજાન' ફતહ કિયા, તો હુકમ દિયા કે, તમામ શીઆ ઇસ્નાઅશરી મસાજીદ પર યેહ લિખ દેં:-

લાઅનલ્લાહો માઅ્વીયાહ બિન અબી સુફીયાન, વ લાઅ્ન મિન ગસબા ફાતેમતો ફિદકા, વ મિન મન્અ્ અન યદ્દફનુલ્ હસન અન્દ કબ્રે જીદ્દાહુ, વમન નફાય અબાઝરૂલ ગફારી, વ મિન અખરજલ અબ્બાસ અનિ શ્શૌરા.

યાઅને અલ્લાહ લાઅનત કરે માઅવીયાહ પર, ઔર ઉસ શખ્સ પર લાઅનત જીસને હઝરત ફાતિમા (ર) સે ઝુલ્મ કે સાથ ફિદક (બાગનું નામ છે) કો છીન લીયા (અર્થાત હ. અબુબ્ક ઉપર) ઔર ઉસ પર જીસને આં હઝરત સલ્લાહો અલયહિ વસ્સલમ કી કબ્ર કે પાસ ઇમામ હસન (અ.) કો મદફુન (ભૂમિદાહ) હોનેસે રોકા (અર્થાત જનાબ આયશા સિદ્દિકા), ઔર ઉસ પર જીસને અબુઝર ગફારીકો શહર બદર (દેશપાર) કરાયા (અર્થાત હઝરત ઉસમાન ર.) ઔર ઉસ પર જીસને

હઝરત અબ્બાસ (અબ્દુલ્લાહ બિન અબ્બાસ) કો શોરે (મશવેરા) મેં શરીક કરને સે છોડ દીયા (અર્થાત હઝરત ઉમર.)

આ તમારી નિંદનીય રીતિનો વધુ ઉલ્લેખ કરતો નથી. તમારી ધાર્મિક માન્યતાથી નોખા મતવાળાઓને ભાંડવા એતો તમોને ગળથુંથીમાંથીજ જાણે પાવામાં આવ્યું છે. ભલું છે કે તમો હઝરત રસુલ (સ)ને જનાબ અમીર (અ.) ને માનો છો, અન્યથા તમારા આ સિદ્ધાંત પરથી તમે એમ પણ કહેવા મંડી જશો કે, હઝરત રસુલે કરીમ તથા જનાબે અમીર (અ.) સાચા નબી કે ઇમામ નહોતા, કારણ વિરોધીઓએ તેમના 'નબુવ્વત' કે 'ઇમામત'નો અસ્વિકાર કર્યો તે વાત તેઓએ માન્ય રાખી, એટલે તેઓનો એ દરજ્જો નીરતો નાબુદ થઇ ગયો (નઉઝબિલ્લાહ) આ વિષયનું તમોને સ્મરણ કરાવવા માટે "હોદેબીયા" તથા "જંગે સિફ્ફીન" પછીના કરારનો ઉલ્લેખ આ પ્રસંગે આપું, તો અસ્થાને નજ લેખાશે.

રસુલે કરીમ (સ. અ. વ) અને અબુ સુફિયાનના વચ્ચે જે વખતે અહદનામું લખવામાં આવ્યું તેમાં કાતિબે લખનારે) હજરત મહમ્મદ સ. અ વ.) "રસુલિલ્લાહ"ના શબ્દો લખેલ હતા તે વખતે અબુ સુફીયાને વાંધો લીધો કે આ "રસુલિલ્લાહ"નો શબ્દ આ અહદનામા (સુલેહના કરારનામા)માંથી કાઢી નાખવો જોઇએ, કારણ હું હઝરત મહમ્મદને રસુલિલ્લાહ માનતો નથી જો હું તેમને રસુલિલ્લાહ માનત, તો તેઓ સાથે લડાઇ કરી હરીફાઇમાં ઉતરતેજ નહીં અને આ અહદનામું લખવાનો વખત પણ આવત નહી માટે આ રસુલિલ્લાહનો શબ્દ છેકી નાખી તે ઠેકાણે ફક્ત મહમ્મદ બિન અબ્દુલ્લાહ લખો તો હું કબુલ કરીશ. અંતે અહદનામામાં રસુલિલ્લાહ

શબ્દ પોતે નબી સાહેબે પોતાના મુબારક હાથથી છેકી નાખ્યો.

એજ પ્રમાણે અબુ સુફિયાનના છોકરા માઆવયાના સમયમાં પણ એવોજ પ્રસંગ આવ્યો હતો. એટલે સિફ્ફીનમાં જે અહદનામું મુબ્તે અબ્બાસે લખ્યું હતું. તેમાં હઝરત અલી (અ) ના પવિત્ર નામ સાથે 'અમીરૂલ મોઅમનીન' લખ્યું તે વખતે માઅવિયાએ વાંધો લીધો કે હું હજરત અલીને 'અમીરૂલ મોઅમનીન' તરીકે કબુલ રાખતો નથી. અગર જો હું તેઓને 'અમીરૂલ મોઅમનીન' કબુલ કરતે તો આ અહદનામું લખવાની કોઇ પણ જરૂર નહીં હતી, અને તેઓ સામે લડાઇમાં ઉતરતે નહીં, માટે આ 'અમીરૂલ મોઅમનીન' શબ્દ કાઢી, ફકત અલી ઇબ્ને અબીતાલબ લખો. તે વખતે પણ ખુદ અલી અ० પોતાના હાથ મુબારકથી આ ખીતાબ છેકી નાખ્યો. (જુઓ સવાનેહ ઉમરી હ. અલી અ० તથા તવારીખ શવાહિદન નબુવ્વત તથા તવારિખે ઇસ્લામ અને તવારિખે આસમે કુફી અને તવારીખ હબીબુસ્સીયર)

મીસ્ટર ગવન! હવે તમો શું કહેવા માંગો છો? આ જુઓ તમારા અકીદા પ્રમાણે મુદ્દો આવીને ઉભો રહ્યો, કારણ કે હજરત મહમ્મદ મુસ્તફાએ 'રસુલિલ્લાહ'નો શબ્દ તથા હજરત અલી અ० એ 'અમીરૂલ મોઅમનીન'નો ઇલકાબ અહદનામામાંથી કાઢી નાંખ્યો. એમ કરવાથી તમારી માન્યતા પ્રમાણે તો હઝરત મહમ્મદ મુસ્તફાની રસાલત કાયમ રહી નહીં અને હઝરત અલીની ઇમામત પણ કાયમ રહી નહીં, કારણ કે તેઓ પોતાના હાથેજ પોતાના ઇલકાબ કાઢી નાખે છે એટલે (નઊઝબિલ્લાહ) તેઓ રસુલ કે ઇમામ નથી. સુબ્હાનઅલ્લા

એજ તમારા ચામડાના કોથળાવાળા કુરાનમાં તમારા મઝહબની હિદાયત આપી છે, કે દરેક પૈગંબર અને ઇમામની રેહણી કરણી પર કિઆસ કરવો. એવી ધારમીક અંધ શ્રધાથી બચો અને તોબા કરો અને એવા વગર પાયાના આક્ષેપો તમો જે પાક માઅસુમ ઇસ્માઇલી ઇમામો પર સમજ વગર નખો છો, તેનો મેહેરબાન જરા વિચાર કરો અને દુનીયના માટે દીન બરબાદ ન કરો, ખુદાથી ડરો, રસુલથી શરમાઓ, ફાતિમાના રૂહને ન સતાવો. આખરતના આઝાબને યાદ કરો ને જમાનાના ઇમામ કાયમો દાયમ આલ મહમ્મદ પાકપાકિઝા તય્યબો તાહેરના કાર્યો અને કોલ (કથનો) પર આક્ષેપો નહીં કરો. હદ ઓળંગી ખોટી ટીકાઓ કરી તમારૂં પાપી પેટ ન ભરો. પોતાની નાકસ બુદ્ધીના કુવામાં પડી પોતાને મુરદાલ ન બનાવો. જે ઇમામે ઝમાન સુર્ય પ્રમાણે ચમકી રહ્યા છે, જેથી કોઇ પણ અજાણ્યો નથી, તેની ગુલામીની દોરી પોતાની ગરદનમાં નાખો. ખુદા અને રસુલના હુકમ પ્રમાણે 'ઉલીલ અમ્ર'ની ઇતાઅત કરવી વાજીબ છે તેને શરણ આવો. મુલ્લા મોલવીઓના ફંદામાંથી નિકળી અમારા સાથે બગલગીર થાઓ. થોડા વખતના માટે તે ચામડાના કોથળાવાળા કુરાનને બાજુ મુકી ગારમાં સંતાઇ રહેનાર ઇમામની આશા છોડો. કદાચ તમારી માન્યતા પ્રમાણેનો ઇમામ પ્રગટ થશે અને ચામડાના કોથળાવાળો કુરાન આ જાહેર દુનિયાને દેખાડશે, તે વખતે એ બંને પોતપોતામાં સમજી લેશે. તૃષ્ણા બુઝાવવા માટે જાહેર પાણી મોજુદ છે, તેને તમો છોડી દઇ જમીનમાં છુપાઇ રહેલા પાણીને કાઢવા શા માટે ફોકટની મહેનત કરો છો? અને તે પાણી પણ ખારૂં નિકળશે કે મીઠું તે અત્યારે સમજી ન શકાય માટે આ અમારી તમારા પર આખર હુજ્જત છે.

મિસ્ટર ગયન ! ખરૂં પુછો તો આ ખોજાનો ટાઇટલ પણ પીર સદરદીનની મહેરબાનીથી મળેલો છે. પીર સદરદીન સાહેબના વખતમાં તમારા કહેવાતા ૧૦-૧૧-૧૨ માં ઇમામોનો વખત ન હતો પણ તે વખતે તો હઝરત મૌલાના ઇમામ ઇસ્લામશાહ અ. ઇમામતની ગાદી પર જલ્વાગર હતા અને તેજ ઇમામના ફરમાનથી અત્રે હિન્દુસ્તાનમાં પીર સદરદીન સાહેબે હિંદ પધારી આપણા વડવાઓને એજ ઇસ્માઇલી ઇમામનું ઘર દેખાડયું હતું. કદાચ કોઇને પીર સદરદીન સાહેબનો બતાવેલો માર્ગ અને ઇસ્માઇલી ઇમામોની બૈયતથી ઇન્કાર હોય તો તેઓએ જે "ખોજા"નો ખિતાબ પીર સદરદીન સાહેબની મહેરબાની વડે મેળવેલો છે તે છોડી દેવો ઘટે, કારણ કે એક મ્યાનમાં બે તલવારો રહી શકવાની નથી. બીજાઓના ઘરની ચાકરી ન કરતાં, જે સત્ય માર્ગે આપણને બોધીને 'સતપંથે' દોરી જઇ, આપણા પરત્વેના ગુણાનુરાગે પીર સદરદીન સાહેબે મહેરબાનીથી "ખોજા"નો ઇલ્કાબ આપણને અર્પણ કર્યો, તે ધારણ કરવામાં પોતાનું ગૌરવ સમજવું. પોતાનો ધર્મ છોડી પરધર્મીઓના ટોળામાં શામીલ થાય એ તો એક બેઇમાની કહેવાય. એક કહેવાતો મુસલમાન જે વખત ધર્માંતર કરે, તે વખતે તેને મુસલમાન કહેવડાવવાનો કોઇ પણ હક નથી તેમજ તેના ઇમાનદાર માબાપોએ આપેલાં નામ ઉપરથી પણ તેનો હક ઉડી જાય છે. મીસ્ટર ગયન ! હું તમને હવે વધારે ગુંચવણમાં રાખવા ઇચ્છતો નથી, કારણ એક વખત એવો હતો કે તમો જે ટોળામાં છો તે ટોળો પણ તે વખતે અમારી જેવીજ માન્યતાનો હતો. માત્ર ફરક એટલોજ હતો કે અમારો માર્ગ હક હોવાના લીધે અમારી ઇજ્જત કાયમ રહી છે,

અને તમારો ટોળો અવળે મારગે દોરવાઇ જવાના કારણે ઇમામ વગર રખડી પડયો, અને વસ્તુતઃ તમે નામે ખોજા રહેવાનેય લાયક ન રહ્યા, માટે તમારે માટે તો એજ શ્રેયસ્કર છે કે જે લકબથી અમો ઇસ્માઇલીઓને પીર સદરદીન બાબાપે સંબોધ્યા છે, તે સંજ્ઞાથી હાથ ધોઇ લેવા, અને જેમ યહુદીઓ, સમાજીસ્ટો કે બ્રહ્મોસમાજીઓએ પોતાને માટે અમૂક ઉપમા રાખી છે, તેમ તમારી માફક પવિત્ર ઇસ્માઇલી ધર્મથી ફરી જનારાઓએ પણ કોઇ એક નવિન ઉપાધી યોજી લેવી.

## મઝહબે ઇસ્નાઅશરીઓના ધતીંગો અને તેના મ્હોંઢે માગ્યાં ઇનામ.

દુનિયાનો રીવાજ છે કે ચોર લોકો હમેશાં અંધારાને વધારે પસંદ કરે છે. તેઓ ખુદા પાસે દુઆ માગે છે કે, અંધારાની રાત કાયમ રહે, પણ કુદરતના કાનુન મુજબ જે વખતે સુર્યનો ઉદય થાય છે, તે વખતે અંધારાવાળી રાત મટી જાય છે ને પોતાની મેળે અંધારાના ચાહકો, બદકામ કરનારા, ચોર બદમાસો, લુંટારાઓ, વ્યભીચારીઓ, ફરેબીયો વીગેરે સંતાઇ જાય છે. સુર્યનો ઝગઝગાટ મારતો પ્રકાશ જોતાં જેમ ઘુવડ આંધળું બની જાય છે, તેમ મઝહબી ડાકુઓ પોતાના નાપાક આઅમાલોનું કાળું દફતર ચીતરવામાંય નાહીંમત બની જાય છે. ઘુવડની માફક સતપંથના પ્રકાશના ઉજળા કીરણો પડતાં તેઓ પોતાની અસત્યતાને લઇ આંધળા બની જાય છે, કારણ તે પ્રકાશના પ્રકાશિત કિરણો વડે તેવા બદબખ્ત આઅમાલવાળાઓના ભોપાળાં ખુલ્લાં પડી જાય છે ને સત્ય બહાર તરી આવે છે.

મારા જુના મિત્રો મી. ગયન ! જમ ! અઝીઝ ! એ અંધારાનો જમાનો હવે વહી ગયો છે. હાલમાં સુર્યનો પ્રકાશ ઝળહળી રહેલો દુનીયા નીહાળી રહી છે, જેથી એ ધતીંગો કદીએ ચાલી શકવાનાં નથી. તમારા કહેવાતા મઝહબના ઉલમાઓ એવું સમજતા કે આ અંધારૂં સદાને માટે દુનીયા પર છવાએલું રહેશે ને અમે અમારી ધારણા પ્રમાણે ફરેબની જાળ બીછાવી ભોળાઓને ભમાવી ફસાવતા રહેશું, અને અમારૂં મનમાન્યું ગડું કાયમ ચાલતુંજ રહેશે. અમારી ખોટી રિવાયતોવાળી જુઠી આજ્ઞાઓ લોકો માનતાજ જશે. તેવણ સાહેબોને એ ખબર નહોતી કે ઇરમાઇલી ફિદાઇઓ સુર્ય મીશાલ સિરાતુલ મુસ્તકીમ-ધર્મનો માર્ગ—રોશન કરી અંધકારને પસંદ કરનારાઓનાં ભોપાળાઓ ખોલી, તેમની તાગડધીન્નાભરી રીતિઓ બહાર લાવી, અજવાળું પાડશે. હમેશાં કુદરતનો કાનુન છે કે અંધારા પછી અજવાળું જરૂર આવે છે ને અજવાળું આવતાં જેમ જેમ તેનો પ્રકાશ ફેલાતો જાય છે તેમ તેમ અંધારૂં ત્યાંથી દુર અને દુર ભાગતું જાય છે.

ખરી હકીકત જો તપાસવા બેસીએ તો ઇસ્લામનો જે ખરો રંગ હતો તેનો તમારા મઝહબના ઓલમાઓએ તદન રૂપાંતર કરી નાંખ્યો છે ને ઇસ્લામના પાયા [મુળ]ને ખોદી તેને હચમચાવી [પાયમાલીના સ્વરૂપ] મુકયો છે.

જુઓ ! જુઓ ! નીચે લખી હીકાયત પર જરા તમો ગૌરથી જુઓ !!! તમારા માની લીધેલા ઇમામ મહેંદી સાહેબને સરમનરાય [સામરા]ની ગુફામાં છુપઇ જવાની તમારી મનઘડીત હીકાયતોને થોડો ટાઇમ ગુજર્યો નહીં હતો, કે તમારા મજહબના ઉલમાઓ અને મુજતેહદો પોતાની મરજી મુજબ તે ગુફા ઉપર

અંદરો અંદરથી ચુંટણી કરી, તે ગાયેબ બતાવેલા ઇમામના નાયબ તરીકે બની બેઠા ને એક પછી એક નાયબ થતા રહી, નાયબોની ચાર પહેડીએ ચુમોતેર વરસ સુધી ગાડું ગબડાવ્યું. બિચારા ભોળા ભટ ને જાહીલ માણુસો ઇમામના હક તરીકે ઇમામને આપવાની ભેટ સોગાદો, ખુમ્સ તથા નજરો નિયાજના પઇસા એકઠા કરી લાવતા હતા તે ઉપર પ્રમાણે નાયબે ઇમામની ડીગ્રી ધારણ કરી બની બેસનારાઓ પોતાનાજ પેટમાં હજમ કરવા લાગ્યા ને માણુસોને સમજાવતા હતા કે ઇમામ ટુંકા મુદતમાં બાહેર પ્રગટ થવાના છે ને તેથી તે સમયને તેઓ 'ગૈબતે સુગરા'ના નામથી યાદ કરાવતા હતા. રફ્તે રફ્તે આ ભોપાળનો ત્રાગડો ખુલો થવા લાગ્યો. ઇમામના નામે ભોળા લોકો પાસેથી ઇમામના હકનો પઇસો ઉઘરાઇ થઇ આવતો, તે નાયબોના પેટમાં પડતો, પરંતુ સિંહણનું દુધ સોનાના વાસણ વગર જીરવી શકાતું નથી, તેમ તે નાણાની બદહજમીયત થવાથી આંગમાં ફુટી નિકળ્યા ને બીછાવેલી કરોળીયા જેવી ફરેબી જાળ તુટવા લાગી. તે દ્રશ્ય નિહાળી તમારા ઉલમાઓએ ફરીથી ભોળાઓને ભમાવવા નવું તરકટ ઘડવાના ઇરાદાએ જાહેર કર્યું કે હાલમાં ઇમામને બાહેર આવવા માટે ઘણા લાંબા ટાઇમની જરૂર છે ને તેનું નામ 'ગૈબતે કુબરા' ઠરાવ્યું. આવું નવું તરકટ ઉભું કરવાનું કારણ એ હતું કે ઇમામના નામે ભોળા લોકો પાસેથી નાણા ઉઘરાવી લાવતા હતા, ને આવી રીતે બીજાનો હક હજમ કરતા હતા, તેથી એ નાયબોને ઉઠાડી મુકવામાં આવ્યા હતા. પરિણામે ભોળા માણુસોને સમજાવવા તમારા ઉલમાઓએ આ નવી જાળ બીછાવીને લોકોને તેમાં ફસાવવાનું શરૂ કીધું (જુઓ મઝા-

હિબુલ ઇસ્લામ) તે વખતે એવું જાહેર કરવામાં આવ્યું કે આપણા ગુનાહો ઘણા વધી ગયા છે તેથી તે ગાયેબ થયેલા ઇમામ દીદાર પણ આપવાવાળા નથી ને લાંબા ટાઇમ સુધી પ્રગટ પણ થનાર નથી ને તે બાબત સિદ્ધ કરવા માટે મન-ઘડીત હદીસો ને કુરાને પાકના મનઘડીત અર્થો કરી લોકોને સમજાવ્યા.

મારા મીત્ર મી. ગયન! અજાયબ પામવા જેવી દલીલ તો એ દેખાય છે કે જે જમાનામાં યઝીદ, મરવાન, મનસુર, હિજાઝ જેવા બની ફાતિમાના લોહીના તરસ્યાઓ મૌજુદ હતા, ત્યારે એ કટાકટીના પ્રસંગોમાં તો ઇમામ કોઇપણ ગુફામાં ગાયબ નહીં થયા, અથવા તેમને એવું કશુંયે કારણ મળ્યું હોય કે તે જમાનાના લોકોથી નારાજ થઇ પોતાનું મ્હોઢું પણ દુનિયામાં દેખાડવા માટે શરમાઇને ગેર હાજર રહ્યા હોય! વિચાર કરો! મારા મિત્ર! શું મજકુર દુશ્મને આલે રસુલના કરતાં પણ એટલી બધી હદ સુધી તમો લોકોના ગેર આઅમાલો (કુકર્મો) વધી ગયા છે કે તમારી માન્યતાના ઇમામ સાહેબ તમારાથી ખફા થઇ તમોને મ્હોઢું પણ દેખાડવા ઇચ્છતા નથી!

મ્હને તો એ વાતમાં સત્ય લાગે છે કે, તમારા ધર્મના અનુયાયીઓ દુશ્મનની ગરજ સારવામાં એકકા છે, કારણ તમારા માની લીધેલા ઇમામની "ગયબતે સુગરા" પછી "ગયબતે કુબરા"નાં જે જાઅલી (બનાવટી) નિમિત્તો દર્શાવવામાં આવ્યાં છે, તેમાંનું એક "નાદાન મિત્રોની ઢીલાઇ" પણ તમારા ઉલેમાઓ લેખે છે. જરા વધારે સ્પષ્ટીકરણ માટે તમારાજ પ્રિય પુસ્તક "મઝાહિબુલ ઇસ્લામ"નુંજ અવતરણ તમોને અર્પણ કરવાની રજા લઉં છું.

"હઝરત મહમ્મદ મેહદી કી 'ગયબત સુગરા' કે બાઅદ દોઆત (દાઇઓ)કા સિલસિલા બંદ હો ગયા હાં બાઅઝ લૈહ દાઅવા કરતે હૈંય કે, હમ ઇમામ ધાયબ ઔર ઇમામીયાહ [ઇસ્નાઅશરીઓ] કે દરમ્યાન મેં સફારત [એલચીપણુ] કરતે હૈંય, ઔર ફિર યેહ સફીર [એલચી] અપની વફાત કે વકત જાનશીન [ઉત્તરાધિકારી] કર દેતે......અલી બિન મહમ્મદ હિ. સ. ૩૧૬ મેં સફીર હુએ ઔર હિ. સ. ૩૨૮ મેં ફૌત [મૃત્યુ] હુએ ઉનકે બાઅદસે સફારત [એલચીપણું]કા સિલસિલા [સંકલના] બંદ હો ગયા.... ..ઔર ઇમામને 'ગયબતે કુબરા' ઇખ્તીયાર કર લી. શરીફ મુર્તઝા કહેતે હૈંય કે, ઇબ્તિદાએ [પ્રારંભે], ઝમાનએ 'ધયબત' મેં 'સાહેબુઝ ઝમાન' અપને દોસ્તોં પર ઝાહેર હોતે ઔર દુશ્મનોંસે મખફી [સંતાયલા] રેહતે થે જબ ઉન્હોને. દેખા કે, મેરી તલાશમે મુખાલેફિન [વિરોધીઓ] વ મોઆનદીન [શત્રુઓ] નેહાયત મસરૂફ [રોકાયલા] હૈંય, તો દોસ્તોંકી નઝરોંસે ભી ધાયબ હો ગએ, ઇસ લિયે કે, નાદાન દોસ્ત ઉનકી ખબર મશહુર કર દેતે, ઔર દુશ્મન ઇસ શૌહરત (વિખ્યાતી)સે વાકેફ હોકર ઝિયાદા દરપય (પૂઠે) હો જાતે થે [પૃષ્ઠ ૪૩૨]

આથી સાફ સિધ્ધ થઇ જાએ છે કે, તમારા માની લીધેલા ઇમામ પરત્વે તમારા હૃદય કુડાં છે, અન્યથા એવાં આચરણ ઇમામના સાચા સેવકોનાં ન હોય! ભલે "નાદાન" શબ્દથી તમારે શીરે ચોંટતુ તોહમત ભૂંસવા મિથ્યા ફાંફાં મારો, પણ "ઇમામના ઝહુર" માટે જે માન્યતા છે, તેય આપને શીરે રહેલું કલંક વધુ સચોટ બનાવે છે. તમારા મુજતેહદો તથા ઉલમાંઓનું કથન છે કે જે વખતે ચાલીસ ઇમાનદાર

મોઅમીન કાયમ રહેશે તે વખતે તમારા ગાયબ ઇમામ પ્રગટ થશે શું અગીયારસો વર્ષ વીતી જવા આવ્યા છતાં તમારામાં ચાલીસ મોમીનોની જેટલી પણ સંખ્યા કાયમ થઇ નથી? તેટલા મોઅમીનો કાયમ કરવાને હજુ કેટલા વર્ષો તમે વિતાવવા જરૂરી ધારો છો? અજાયબી તો એ છે કે તમારા મ્હોટા મ્હોટા આલીમો, ઇમામના નાયબનો દાવો કરનારા મુજતેહદો વિગેરે મળી તમારી માન્યતા મુજબ એટલા મોમીનોની સંખ્યા પુરી કરવા માટે લાયક નથી, કે જેની દુઆના પરિણામે તમારો ઇમામ પ્રગટ થાય! (સત્ય હોય, તો થાયને? જ્યાં મૂળે કુવામાં જળ ન હોય, તો હવાડામાં આવેજ ક્યાંથી?)

મહેરબની કરી જણાવશો કે એ કયો વખત છે? હું તો ધારૂં છું કે કયામત શુદ ૨ ને અમવાસે તો નહિ! પેલા અંગ્રેજીમાં કહે છે તેમ તેઓશ્રી વખતે Greek Calendsમાં પધારે તોયે અજાયબી ન સમજાય!! ચાલીસ મોમીનો તમારામાં પેદા થશે ને તમારા નેક આઅમાલોનું દફતર તમારી માન્યતાના ઇમામ સાહેબ પાસે પહોંચશે ને તેઓને સંતોષ થશે, ત્યારે દુનીયામાં ઝહુર ફરમાવશે, એ "પોથીના રિંગણા" તો નથી? જરાક તેનો ખુલાસો મહેરબાની રાહે જણાવશો તો વધારે પુચ્છવા યોગ્ય ગણાશે "ઉસુલે કાફી" પ્રમાણે એકાદ "આમાલ નામુ" ગારમાં પાસ કરવા મોકલાવી દો, તો કેમ? કદાચ એથી કંઇ તેમને સંતોષ મલે તો ભલે! પણ "શેખચલ્લી"ના કીલ્લા સમાનનાં તમારા માની લીધેલા ગાયબ ઇમામ તો નથી? અને એવી સ્થિતિમાં તેમનાં "શેરાના આશા રાખવી" એ વંધ્યાને પુત્ર સમાન છે, તે ભૂલશો નહિ.

હીજરી સન ૯૧૬ માં ફરીથી તમારા ઉલમાઓ તરફથી

એક ઇરાનના બાદશાહને તમારી માન્યતાવાળા બાયેબ ઇમામ સાહેબના નાયબ બનાવવામાં આવ્યા ને તેના આગળ માણુસોને સુજ્દો કરાવવાનો પણ પ્રયત્ન કીધો અને તે ઇરાની શાહે પોતાની જો હુકમીથી મઝહબે ઇસ્નાઅશરીમાં લોકોને દાખલ કરાવવા સારૂ કોશીષો કીધી. જે માણુસોએ તે ઇરાની બાદશાહને સુજ્દો કરવાથી ઇન્કાર કીધો તેને કત્લ કરવામાં આવ્યા. એટલે સુન્નત વલ જમાઅતના ઇબાદતના મકાનો બંધ કરાવ્યાં અને મિમ્બર ઉપર બેસી ખુતબાઓમાં નબી રસુલિલ્લાહ [સ.]ની ઘરવાળીઓ બીબી આયસા તથા બીબી હફ્સા (ર.) અને મોટા મોટા અસહાબોના ઉપર ખુલેખુલી લાનતો કરી કરાવી, અને જે આજની ઘડી સુધી તમારા મજહબના પુરૂઅ નંબર આઠમા પ્રમાણે તબર્રા કરવા જાએજ રાખવામાં આવેલ છે, એ તેનુંજ પરિણામ શાહનું આ વર્તન છે ને ત્યારથી તમો તે ક્રિયા ઉત્તમ સમજી હંમેશાને માટે બજાવતા આવો છો. તેટલાથી પણ સંતોષ નહીં થયો જેથી એ ભૂપે સરે બાજાર તેઓ ઉપર લાનતો કરવા કરાવવાનું શરૂ કર્યું અને એટલે સુન્નત વલ જમાઅતની મસજીદો [ખાને ખુદા]ની બેઅદબી કરી પાયમાલી કરી નાખી ને હજારો ઉલમાઓને કત્લ કરાવ્યા. ઉપરાંત તમારી હસદની અગ્નિ એટલી હદ સુધી પહોંચી કે ગુજર પામેલાં સુન્નત વલ જમાઅતના ઉલમાઓની કબરો સુધ્ધાં ખોદાવી તેના હાડકાંઓને બહાર કઢાવી બાળી નંખાવ્યા [તોબા! તોબા!] જુઓ 'મઆહિબુલ ઇસ્લામ' પૃષ્ઠ ૪૩૭ અને ખાત્રી કરો કે, તમારી મઝહબી માન્યતા કેવા અધમ પ્રકારની છે!

મિત્ર ગયન! તમો બીજાના મઝહબો ઉપર ગલીચ હુમલાઓ

કરવા જતાં પહેલાં તમારા મઝહબના પોકલપણાઓ માટે કાંઇ વિચાર નથી કર્યો કે શું? જુઓ તેમાંની હકીકત તમોને ચશ્મેદીદ (નજરો નજર) થવા અત્રે ટાંકુ છું તે ઉપર જરા ગૌર ફરમાવશો (મનન કરશો.)

કિતાબ 'વીકાયા દીલપઝીર'માં લખેલું છે કે તમારા મઝહબના અનુયાયી પાદશાહ ગાઝીયુદ્દીન હૈદર વાલીએ અવધની બેગમ સાહેબે તમારા સાહેબુઝમાનની છઠ્ઠી વાધીની શરૂઆત કીધી.

(છઠ્ઠી તે દહાડાંને કહે છે કે જે બાઇને બચ્ચું પેદા થયું હોય તે બાળકના જન્મકાળથી છઠે દહાડે બચ્ચાંને નવરાવી ધોવરાવી પોતે પણ નહી ધોહી સારાં સારાં કપડાં પહેરી ખુશાલી મનાવે છે.)

તે બેગમ તમારી માન્યતાવાળા ઇમામ મહમ્મદ મહેંદી સાહેબની જન્મ ગાંઠના દિવસે માસ શાબાનમાં છઠ્ઠી ઉજવતી હતી અને સેંકડો રૂપીઆ ખર્ચ કરી સ્વરૂપવાન છોકરીયો ખરીદ કરી તથા બીજી કોઇ તજવીજથી હાથમાં લાવી, તેઓને બાર ઇમામની સ્ત્રીઓ બનાવતી હતી અને તે છોકરીઓના અગાઉ થઇ ગયેલી બાર ઇમામોની સ્ત્રીઓના નામો રાખી અછુતી બનાવતી હતી. [અછુતી તેઓને કહેવામાં આવે છે કે કોઇપણ પુરૂષના હાથ એ સ્ત્રીને અડકેલો ન હોય, અને પાછળથી પણ પુરૂષના સમાગમમાં આવી પરણીત જીંદગી ભોગવી ન શકે પરંતુ હઝરત મૌલા મુરતઝાઅલી વાસ્તે તેવી અછુત છોકરી બનાવાતી નહોતી [તે ફકત હઝરત બીબી ફાતમાતુઝ ઝેહરાંની ઇજત ખાતર] મજકુર છોકરીઓમાંની કોઇ છોકરીને જવાન ઉમર લાયક થઇ જવા પછી તેઓના દીલમાં કોઇ સાથે નિકાહ કરવાનો વિચાર ઉત્પન્ન થતો હતો, ત્યારે તે બેગમ

સાહેબો તેવણુને શાદી કરવાથી અટકાવતી હતી ને બિચારીઓને સમજાવતી કે, તમે તો પાક ઇમામની બાબીઓ છો, તેથી કરી તમારા માટે કોઇપણુ માણુસ સાથે નિકાહ કરવો વાજીબ નથી. તમોને બીજા પુરૂષનો હાથ લાગવો તે અદલથી ખીલાફ છે. કાનુને ઇસ્લામમાં અછુતીઓના લગ્ન હરામ ગણાય છે.

ગાઝીયુદીન હૈદરની બાદ જે વખતે નાસીરૂદીન અવધની ગાદી ઉપર આવ્યા ત્યારે તેઓએ પણ અગીયાર સ્વરૂપવાન છોકરીઓ ખોળી કાઢી, અગીયાર ઇમામો માટે એકડી કરી. વળી તેણે હઝરતે કાસમ ને હઝરતે અબ્બાસ વિગેરે શોહદાઓ (કરબલાના શહીદો) માટે પણ ઇમામો માફક અછુતીઓ મુકરર કરી હતી.

મજકુર બાદશાહ ખુદ તમારા માની લીધેલા ઇમામોના જન્મ દિવસે પોતે ગરભવંતી બાઇના પ્રમાણે દેખાવ કરી જેમ બચ્ચું જન્મતી વખતે બાઇઓને પીડા થાય છે યાને પેટમાં શુળ (પીડ) આવે છે તેમ દરદની તકલીફ થતી હોય તેવો નાટકી દેખાવ કરતો હતો ને સુવાવડી બાઇને છઠ્ઠી સુધી જે ખોરાક આપવામાં આવે છે તે માફક બાદશાહ ખોરાક લેતો હતો અને બધી ક્રિયાઓનું નાટક (મરદ થઇને બાયડીની માફક) સુવાવડી બાઇ માફક ભજવતો હતો. બાદશાહ પાસે એક પુતલું શણુગારી રાખવામાં આવતું હતું છ દીવસ બાદ જેમ સુવાવડી ઓરત બચ્ચાંને લઇ લંગડાતી ચાલે તેવો દેખાવ કરી તે બાદશાહ પુતલા રૂપી બચ્ચાંને ગોદ (કુખ)માં લઇ સુવાંવડખાનામાંથી બાહેર આવતો હતો ને આકાશમાં નજર કરી તારાઓ જોતો હતો (કે જેથી તેનો બનાવટી પુતલા રૂપી નિર્જીવ ઇમામ તારા મીસાલ તેજવાન થાય)

મિત્ર ગવન! લા ઇકરાહા ફિદ્દિન એ કુરાને શરીફની

આયાત છે ને તેનો ભાવાર્થ ઇસ્લામ ધર્મમાં [કોઇ પણ પ્રકારની] જબરદસ્તી નથી તે બાબત તમારાથી અજાણ તો નહીંજ હોય! જ્યારે ઉપર વર્ણિત ઘટનાઓમાં તમારા કહેવાતા ઇસ્નાઅશરી મતવાળાઓએ જે જબરદસ્તી કરી છે તે કલામે ઇલાહીથી વીરૂધ્ધ છે એમ તમારે માન્ય રાખવુંજ પડશે ઇન્સાફની નજરે તમે સાચા ઇસ્લામી હો, તો કહો આવો હદ ઉપરાતનો જુલમ તમારા મઝહબ ઇસ્નાઅશરીનાં અનુયાયીઓએ નીર્દોષ માણુસો ઉપર કીધો તે શું કદી માફ થઇ શકે તેવો છે ખરો?

મનઘડિત કાયદાના આધારે ઇમામનો નાયબ ચુંટી કાઢી, તેના આગળ સજીદો કરાવવો, રસુલ (સ.) જેવા પવિત્ર પુરૂષની ઘરવાળીઓને બેલગામ બની મરજી માફક ગાળો ભાંડવી, રસુલ (સ.)ના અસહાબો ઉપર લાનતો કરાવવી, મુસલમાનોની ઇબાદતગાહ તોડી ફોડી વેરાન કરી નંખાવવી, મુસલમાનોના ઉલમાઓના મૈયતો કબરોમાંથી ખોદી કાઢી તેઓનાં હાડકાં બાળી નંખાવવા, ગરીબોનાં મકાનો પોતાના કબજામાં લઇ તેઓને દરબદર રખડતા કરી મુકવા, એ બધી હકીકતોને કયો મજહબ-કયા ફીરકાવાળાઓ વ્યાજબી ગણશે? શેરને માથે સવાશેર હંમેશા નીકળયાજ કરે છે. રસુલ (સ.)ની ઘેરવાળીઓ તથા અસહાબોને માટે મનફાવતું બોલી શું તમો રસુલનાં રૂહને નારાજ નથી કરતા! શું તમારા મઝહબના તેવા વાજબી ઠરાવેલા અકાયદો (તબર્રા)થી રસુલ (સ.) તમારા પર રાજી થશે? ખરેખર તમો ઇસ્લામના સ્થાપક રસુલ (સ.)ની લાગણી દુઃખવી છે, અને દુઃખવો છો.

રસુલ (સ. વ.) ફરમાવ્યું છે કે જે કોઇ બીજા માણુસની લાગણી યાને દીલ દુઃખવશે તેને એટલું પાપ થશે કે જેટલું

પાપ કાઅ્બાના તોડી પાડનારને થાય. જેણે કાઅ્બાને તોડયો હોય તે ઇસ્લામી તરીકે પોતાને ઓળખાવવાનો હક ધરાવતો નથી જ્યારે તમારા મઝહબના ઉલમાઓએ ઉપર લખી બાબતો તમારા માટે વ્યાજબી (રવા રખાવી) સમજાવ્યું છે, કે તેનાથી સવાબ હાસલ થાય છે, તો તેવી જુલમ કરવાની બાબત ઇસ્લામના માનવંતા પવિત્ર કુરાને શરીફના અંદર કયા પારામાં ને કઇ આયાતમાં ફરમાવી છે તે બતાવવા મહેરબાની કરશો? કદાચ તમારા ચામડાના કોથળાવાળા કુરાનમાં ઉપરની બીના વ્યાજબી ઠરાવેલી હોય તો તે આયત પણ પબ્લીકની જાણ માટે રજુ કરશો કે જેથી સંતોષ થાય.

વળી તમારા મઝહબના પોકળપણાનો ભેદ ભરેલો પડદો ખુલતો જોઇ તમો શરમાતા તો હશો! કહો તો ખરા આવી ક્રિયાઓ શું ઇસ્લામી કહેવાય ખરી કે? અગર તમારી માન્યતા તેવી હોય તો કુરાને શરીફની અંદર કઇ આયાતમાં તે મુજબ કરવા ફરમાવેલું છે તે વીગત લખી જણાવવા જરા તસ્દી લેશો! આવા પ્રકારની મનધડત માન્યતાઓ હીંદુઓમાં પણ હસ્તી ધરાવતી નથી એમ સામાન્ય લોકો પણ કહેશે.

શું આ તમારા માની લીધેલા ઇમામની આ ગોપીયો ન કહેવાય કે? અરે ભાઇ ગોપીયો તો ફકત શુધ્ધ પ્રેમ ધરાવનારી હતી. તેઓ પોતાનો ધર સંસાર, પોતાના હક કરેલા પુરૂષો સાથેજ ચલાવતી હતી. પણ તમારા હમ મઝહબી બાદશાહોયે તો તે કરતાં આગળ વધી તમારા ઇમામોની નકી કરેલી અછુતો (ગોપીયો)ને નીકાહ કરવાથી પણ અટકાવી અને તેઓની અસમત બરબાદ કરાવી.

મી. ગયન! ખુદાનો ખોફ રાખો. કીયામતના દિવશે રસુલ (સ.)ને શું મ્હોડું દેખાડશો! તમારા દીની ભાઇઓને કાંઇ શરમ ન આવી કે નર મીટી નારી બનવાનો નાટક-ધર્મને નામે ધતીંગ-ઉભું કર્યું. પોતાને પ્રસુતી બાઇઓનો દેખાવ આપી, બનાવટી બાળક પૈદા કરાવી, સુવાવડી બાઇના પ્રમાણેની ક્રીયાઓ કરાવી, ને જેમ ખરેખર કોઇ બાઇને બચ્ચાં જન્મતી વખતે પિડા થાય, તેવા ઢોંગ ધતુરા કરે, એ શું ઇનસાનીયત કહેવાય! મરદ માણસ થઇ બાયડી બનવું! એ ઉપરથી તો એવું સિદ્ધ થાય છે કે તમારા દીની ભાઇઓ અર્થાત તમો ખુદાતાલા પાસે દુવા માગતા હશે કે અમોને બાઇડી બનાવો કે જેથી અમો છોકરીઓ પેદા કરી ઇમામોની અછુતો [ગોપીઓની] સંખ્યામાં વધારો કરીએ હું તો ધારૂં છું કે એ તમારા કાનુનને લઇનેજ તમોએ પણ ગયન, જીમ. ને અઝીઝ રૂપી બુરખાઓ ઓઢી બાયડી જેવા બાયલા બન્યા હો! તમારા મઝહબની આવી હીદાયત ને તેના ઉપરની તમારી ફીદાગારી ઉપર આફરીન છે!!

(ઇસ્માઇલી મૌલાના હાઝર ઇમામની અતરાફમાં પોતાના રૂહાની પિતા તરીકે ગણી બેઠેલી ઇસ્માઇલી બાનુઓને ગોપી ચીતરનારાઓ મી. અલીભાઇ રાજન આંખો ઉઘાડી અરધમાં થઇ ગયેલા ઇસ્નાઅશરી બાદશાહોની 'અછુતી અબળાઓનો તવારીખી અહેવાલ ભાઇ જીમે પ્રમાણભુત ગણેલી "મઝાહિબુલ ઇસ્લામ"માં વાંચી ઇબરત પકડશો અને બીજાઓ ઉપર ટીકા કરવા પહેલાં શરમથી પોતાનું મસ્તક નીચે નમાવશો, એમાંજ તમારા પોઝીશનની સલામતી રહેલી છે.)

શું તમારો મઝહબ આવી ડોળઘાલુ હિદાયત કરે છે એ ખરૂં છે? અને તેને તમો રવા માનતા હો, તો કોઇ ઇસ્લામી કિતાબમાં એવી રીતે કરવા જણાવેલું તમો બતાવી શકશો ખરા? કે કોઇ પણ બાનુને જબરદસ્તીથી ઇમામની સ્ત્રી (ગોપી) બનાવી તેને નીકાહ કરવાથી અટકાવી હોય! નિકાહ કરવી સુન્નત છે, ત્યારે નીકાહ કરતાં અટકાવનાર ઇસ્લામી અકાયદથી વિરૂધ્ધ રસુલ (સ.)ની સુન્નત તોડનાર છે. આવું ધતીંગ! ગજબ! મારા મિત્ર ગયન! અગીયાર ઇમામો વાસ્તે અછુતો બનાવી પણ મૌલા મુરતઝા અલીના વાસ્તે અછુતો નહીં બનાવી!! હ કાસમ તથા હ. અબ્બાસ માટે અછુતો બનાવરાવી ને હ. મૌલા મુરતઝા અલી માટે નહીં!! વિચાર તો કરો મી. ગયન! કે રોજે કિયામત હ. મૌલા મુરતઝા અલી તેઓને નહીં કહેશે કે શું હું ઇમામ નહીં હતો કે મારા માટે કોઇ સ્ત્રી અછુત (ગોપી) મુકરર નહીં કીધી? શું તમારામાં સર્વે ઇમામો એક દરજ્જા પ્રમાણે ગણાતા નથી? જો તેવો ચડતો ઉતરતો દરજ્જો તમારા ઇમામો માટે તમે સ્વીકારતા હો, તો તે પણ ખુલાસા સાથે લખી જણાવશો.

જરા થોડી હીંમત કરી આજ દીવસ સુધી તમારા માની લીધેલા અગીયાર ઇમામોની અછુતો [ગોપીઓ]ની સંખ્યાનો આકડો બાહેર પાડી તમારી ખરેખરી ફીદાઇગીરીની પબ્લીકને જાણ કરશો અને સમાજને ઉપકૃત કરશો, ને ત્યારેજ પબ્લીક તરફથી તમને વધારે શાબાશી મળશે! પણ બીરાદર સાથે તે પણ જણાવી દેશો કે તેવી અછુતો [ગોપીયો] ને કયા ગોદામમાં બંધ કરી રાખી છે? સાથે સાથે તમારા ચામડાના કોથળાવાળા કુરાનમાંથી તેની સાબીતી માટેની આયાત રજુ કરશો. અને સાબેતી જરૂરની છે, કારણ

આ તમારી ઉત્તમમાં ઉત્તમ એક ક્રિયા છે. જે માણસો તમારા મઝહબથી અજાણ હોય તે પણ તમારા ખુલાસા વાંચી, ઇચ્છા થાય તો તેવા સવાબના કામમાં સામેલ થઇ, તમારા ઇમામોની અછુતો [ગોપીયો]માં વધારો કરે. તમારા બધા દીની બીરાદરોને તેવા સવાબો ખટાવો. ફક્ત એકલા બાદશાહ ને તેની બેગમોજ સવાબ ખાટી જાય ને બીજા તમારા હમદીન ભાઇઓ રહી જાય, તો એ કાનુનથી વિરૂદ્ધ કહેવાય. મઝહબી બાબતોમાં તો ગરીબ ને અમીર સૌનો સરખોજ હક છે, અને જો ખોજા ઇસ્નાઅશરીઓમાં એ રિવાજ ચાલુ ન હોય, તો સત્વર તેની સ્થાપના કરશો. "અઝાદારી"ના નામે માલ મલીદા ઉડાવો છો, તેમ એ બ્હાને કાળી પાઘડીવાળાઓ માટે પૈસા કમાવવાનું નવું સાધન પેદા થશે, અને તમોનેય તાગડધીન્ના કરવાની તક મળી જશે. વળી કેટલાક માબાપોને છોકરીઓનો ઉરાવ ન થવાથી ચિંતાગ્રસ્ત રહેવું પડે છે, એ જંજાળમાંથીય રાહત મળી જશે.

મી. ગયન ! જ્યારે તમોને તમારા માની લીધેલા મઝહબની પોકળતાનો પરિચય કરાવવાનું કાર્ય મ્હેં હાથ ધર્યું છે, તો હવે પુરા સોએ સો લેતા જાઓ [તોહફ્તુલ હીંદમાંથી જે ગલીચ ઉતારાઓ આપી પવિત્ર દીન ઇસ્માઇલી પર કલંક ચોંટાડવાનો નીચ પ્રયાસ કર્યો છે, તેનો રફીટ આ પુસ્તકનાં પરિશિષ્ટમાં આપ્યું છે. મી. 'ઐન'ની શરત ચુકથી મ્હારૂં એ વિષયના સબંધનું લખાણ રહી જવા પામ્યું છે, એટલે આ સ્થળે આ ખુલાસો કરવાનું હું ઉપયુક્ત માનું છું] ઇમામોના નામે તમો કેવી પ્રપંચ જાળ પાથરો છો, તેનોય ભેદ હવે હું ખોલું છું. હું ચેલેન્જ સાથે કહુ છું કે તમો "ચહારદાહ માઅસુમ"ના નામે અમુક વ્યક્તિઓ માનવી લોકોને ભુલથાપમાં નાખો છો. હજારો

ઇસ્નાઅશરીઓમાંથી ભાગ્યેજ એક એવો જણ નિકળશે, જેણે એ વિષે ગુલાંટ ન ખાધી હોય. શું તમો આ વાતનો અસ્વિકાર કરી શકશો કે, ઇસ્નાઅશરી મઝહબના માણસો ચારદાહ માસુમની ગણતરીમાં પોતાની માન્યતાવાળા બાર ઇમામ તથા બીબી ફાતમાતુઝ ઝોહરા તથા હઝરત રસુલ સ. અ. વ. મળી જણ ચૌદ સમજે છે? પરંતુ એ માન્યતા તદન જુઠી છે ચૌદ માઅસુમો તમારા જણાવ્યા પ્રમાણે નથી, પણ નીચે જણાવ્યા પ્રમાણે ચૌદ માઅસુમો સહીહ [બરાબર] છે. મૌલવી કુદરતુલ્લાહે જામે જહાંનુમામાં એ વિષે ખુલ્લો રફોટ કર્યો છેઃ-

[૧] મોહસીન બીન હઝરત અલી અ. સ. [૨] અબદુલ્લા બીન ઇમામ હસન અ. સ. [૩] જાફર બીન ઇમામ હુસેન અ. સ. [૪] કાસમ બીન ઇમામ હસન અ. સ (જેની ઉમર કરબલાના જંગ વખતે ફક્ત ત્રણ વર્ષનીજ હતી) [૫] હુસેન બીન ઇમામ ઝએનુલ આબેદીન અ. સ [૬] સાલેહ બીન મહમ્મદ બાકર અ. સ. [૭] અલી અકતર બીન ઇમામ મહમ્મદ બાકર અ. સ. [૮] અબદુલ્લાહ બીન ઇમામ જાફર સાદક અ. સ. [૯] યહયા બીન ઇમામ જાઅફર સાદિક અ. સ. [૧૦] સાલેહ બીન મુસે કાઝીમ અ. સ. [૧૧] તૈયબ બીન મુસે કાઝીમ અ. સ. [૧૨] જાફર બીન મહમ્મદ તકી અ. સ. [૧૩] જાફર બીન હસન અસ્કરી અ. સ. [૧૪] કાસમ બીન મહમદ મહેદી અ. સ. તેજ પ્રમાણે મરઅતે આફતાબ નામની તવારીખમાં વળી ચૌદ માઅસુમોનાં નામ જુદા દેખાડયાં છે.

એવી ઘણી તવારીખોમાં જુદાં જુદાં નામ રજુ થયેલાં છે ને અંદર અંદર મતભેદ પણ છે. મીત્ર ગયન! વિચાર તો કરો આ કેટલું બધું અંધારૂં કહેવાય! તમારા ઉલમાઓએ

તમારા મઝહબે ઇશ્નાઅશરીયામાં એટલી પણ સફાઇ નથી કરીને અજવાળું નથી પાડી બતાવ્યું કે ચઉદ માઅસુમો તે કયા સાચા ને કયા ખોટા? માટે આપ તે વીષે પુરતી તપાસ કરી કાંઇક અજવાળું પાડી બતાવશો કે ચઉદ માઅસુમો તે કયા ગણાય! તમારા ઉલમાઓએ તમોને જે ચઉદ માઅસુમ સમજાવ્યા છે તે સાચા કે મજકુર કિતાબે મઝાહિબુલ ઇસ્લામના લેખકે તવારીખી હવાલાથી લખ્યા છે તે સાચા? તે વિષેની ચોખવટ કરી ખુલાસો બહાર પાડો ને મજકુર તવારીખનવેશોએ જુઠું લખ્યું છે કે સાચું? તે પબ્લીકની જાણ માટે બહાર લાવો. એટલું તમારે જરૂર માનવું પડશે કે જો તે તવારીખનવેશ તે ચઉદ માઅસુમો વાળી હકીકત જુઠી લીધી છે તો તે પુસ્તક સતાવાર નહીં ગણાય ને તેની અંદરના બીજા બયાનો પણ શાયદ જુઠાં હોય! ને જો તે પુસ્તકની તે હકીકત જુઠી જણાવશો, તો પછી ભવિષ્યમાં કોઇ પણ તમારા લખાણોમાં તમો મઝાહિબુલ ઇસ્લામનો હવાલો આપશો તો તે ઇતબારને લાયક નહીં ગણાશે. મારે ખુલાસો કરવાની જરૂર એટલા માટેજ પડે છે કે, તમો ને તમારી મંડળી, બીજાઓના ધર્મ ઉપર હુમલો કરવા જતાં મજકુર પુસ્તકને સહીહ તવારીખ સમજી હવાલાઓ આપે ગયા છો. મી. જીમે 'અલ-ઇસ્લામ'માં આપેલા હવાલાઓને તમો સાચા માનતા હો તો ઇશ્નાઅશરીઓ વિરૂધ્ધ તેજ પુસ્તકમાં લખાયેલી બિનાઓ તમોને માન્ય રાખવી પડશે. જો તે માન્ય ન રાખશો, તો તે હવાલાઓ અસત્તાવાર ગણાઇને ઇસ્માઇલીઓ વિરૂધ્ધના હવાલાઓ ટાંટીયા વગરના થઇ પડશે. માટે હજુ પણ મારી એજ માગણી છે કે આ ચઉદ માઅસુમો વાળી હકીકત જે સતાવાર તવારીખના

હવાલાથી સિધ્ધ કરી બતાવો તે તવારીખને આપ સાહેબોને, મુસ્તનદ માનવી જોઇશે, અને તે તવારીખમાં જે કંઇ બીજી હકીકતો લખી હશે તે પણ તમારે કબુલ છે, તેમ સ્વીકારાયેલું ગણાશે. તમો પોતાની મતલબની વાતોનાં દૃષ્ટાંતો તેમાંથી કબુલ રાખો ને તમારા વિરૂધ્ધના લખાણો તેમાં હોય તેના તમે ઇનકાર કરો, એ વ્યાજબી ન કહેવાય. ઇન્સાફ કરનારો માણસ પક્ષપાત કદી પણ નહીં કરે. છેવટે ચઉદ માઅસુમો કયા સાચા ગણતા તે હકીકત ચાલુ કુરાને શરીફ અન્યથા તમારા ચામડાના કોથળાવાળા કુરઆનની આયાતો પરથી લેખીત બહાર પાડી ઇરશામી આલમ સમક્ષ રજુ કરશો એવી આશા છે.

"નાસેખુત્તવારીખ" બીજા પુસ્તકની ચોથી જીલ્દમાં બસાએરૂ દરજાત અને કિતાબ કાફીમાંથી એક ઉતારો લીધો છે, તેમાં વર્ણવ્યું છે કે, એક માણસે ઇમામ જાફર સાદેક અ. સ. ને ઇલમે જફરની બાબતમાં પુછયું. ઇમામ જાફર સાદેકે (અ) તે પ્રશ્ન કરનારને ફરમાવ્યું કે, ઇલમે જફર એક બળદનું ચામડું છે જે ઇલમથી ભરપુર છે. ત્યાર પછી તે (પ્રશ્ન કરનારે) સાએલે ફરીથી ઇમામને પુછયું કે "જામેઅ" શું છે? જેના ઉત્તરમાં ઇમામે ફરમાવ્યું કે, તે એક સહીફો (ગ્રંથ) છે જેની લંબાઇ ૭૦ સીતેર ગજ છે અને પહોળાઇ તેની ઉંટની ટાંગ પ્રમાણમાં છે. તેમાં સરવે બાબતોનો ઇલમ મૌજુદ છે.

દુનિયામાં માનવીઓને જે જે ચીઝોની જરૂરત છે, તે સર્વ તેમાં વર્ણવેલી છે. કોઇ વાત તેમાંથી છટકી નથી ગઇ, એટલે સુધી કે કોઇ વસ્તુના છોલવાની વિગત સુદ્ધાત તેમાં લખેલી છે.

નાસેખુત્તવારીખના આ લખાણથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જફરજામેઅ એક વસ્તુ છે. કીતાબ કારીના પૃષ્ઠ ૧૦૩ ઉપર એ વિષયમાં લખેલું છે કે:-

ફરમુદ કે જફર જામેઅ સહીફે ઇસ્ત કે હફતાદ જરાઆ દરાઝીએ આંસ્ત દર અરઝ ચર્મી માનંદ રાને સુતર દુ કુહાન.

(ઇમામ જાફરે (અ) ફરમાવ્યું કે જફર જામેઅ એક ગ્રંથ છે, જેની લંબાઇ સીત્તેર ગજ છે, અને પહોળાઇમાં બે ખુંધ વાળા ઉંટની ચામડીની ટાંગના જેટલું છે.)

કિતાબ મનાજુતત્તરઅમાં સયદુસ્સનદે લખ્યું છે કે જફર અને જામેઅ બે કિતાબો છે. તે મુરતઝા અલીના હાથ મુબારકની લખેલી છે. એ બેઉ કિતાબોમાં કિયામત સુધી જે કંઇ બનાવો થવાના છે, ને થતાં રહેશે તે સરવે બાબતોનું વરણન કર્યું છે ને જેટલા ઇમામો તેઓની ઓલાદમાંથી થયા છે તે સરવેને તે ઇલમ હાસીલ છે.

નાસેખુ ત્તવારીખની મજકુર જીલદમાં લખે છે કે, ઇમામ જાફર સાદેક (અ.) ફરમાવ્યું છે કે, મુસહફે ફાતમાની હકીકત આ પ્રમાણે છે. હઝરત રસુલ (સ. અ. વ.)ની વફાત પછી બીબી ફાતમા પંચોતેર દિવસ સુધી જીવતાં રહ્યાં. તે વખત દરમિયાન તેઓ ગમગીન રહેતાં હતાં, ત્યારે જીબ્રઇલ અ. દિલાસો આપતા ને રસુલે ખુદાના મરતબાની વાતો કરતા હતા. તેઓ પછી તેઓની ઔલાદ ઉપર ઘણોજ જુલમ ગુજારવામાં આવશે તેની અગમચેતી કરી હતી, જે હઝરત અલી (અ.)એ લખી લીધી, અને એ હકીકતવાળા લખાણનું નામ મુસહફે ફાતમા છે.

બસાએર દરજાતમાં હમાદ બિન ઉસમાનનું એક કથન લખેલું છે જેમાં હ. ઇમામ જાફર સાદેક અ. સ. ફરમાવ્યું છે કે, આ મુસહફ હલાલ અને હરામ ને જાહેર કરવાવાળું છે અને ભવિષ્યમાં જે જે થવાનું છે તેનું પણ ઇલમ તેમાં છે.

મારા વ્હાલા મિત્ર મી. ગયન! જફર જામેઅ તથા સહીફએ ફાતમામાં તમામ ચીજો તથા ઇલમ મૌજુદ છે, જીબ્રઇલ અ. ના કહેવા પ્રમાણે આગમવાણીઓ પણ તેમાં લખેલી છે. વળી તે બેઉ પુસ્તકો વારસામાં એક ઇમામ પછી બીજા ઇમામ પાસે ચાલતા આવેલાનું જણાવવામાં આવે છે ને તેના ઇલમથી સરવે ઇમામો માહિતગાર હતા એવો તમારી માન્યતાવાળાઓનો ચર્ચાદો છે ને તે તમારા અગાઉ થઇ ગયેલા ઉલમાઓની સનંદોથી સાબિત થતું હોવાથી તમોને એ સબંધમાં ચુનોચરા કરવા માટે કોઇ રાઇટ નથી. માની લ્યો કે કદાચ હું પણ થોડા ટાઇમ માટે તમારી એ વાતોને મલતો થાઉં કે તે બેઉ પુસ્તકો જરૂર તેવા ઇલમથી ભરપુર છે! હવે એ બેઉ બુકો ઇમામ જાફર સાદેક અ. પાસે પણ પહોચેલી હોવી જોઇએ એ માન્ય રાખવું પડશે તો જે વખતે હઝરતે ઇમામ જાફર સાદેક (અ.) હઝરતે ઇમામ ઇસમાઇલ (અ.)ને ઇમામત માટે નસ કીધી તે વખતે તે સહીફાઓ (પુસ્તકો) ઉપર નજર ફેરવી હતી કે નહીં? કારણ ભવિષ્યમાં જે થવાનું હતું તે પણ તેમાં સાફ લખેલું હોવુંજ જોઇએ જો ઇમામ જાફર સાદેકે (અ) એ બુકોમાં જોઇ તપાસી હઝરત ઇસમાઇલ અ. ને ઇમામતની નસ કરી હોય, તો મુસીએ કાઝીમ ઇમામતના હકદાર થઇ શકતા નથી. કદાચ તમારૂં માનવું એમ હોય કે ઇમામ જાફર સાદેકે (અ) તે પુસ્તકો જોયા વીના ઇમામ ઇસમાઇલ અ. ને ઇમામતની

નસ કરી હોય ! તો ઇમામ જાફર સાદેક (અ) ઉપર એક જાતનો એતરાજ થાય છે. ઇમામ દુનીયાપર હીદાયત માટે નકી થયેલા છે અને નહી કે દુનીયાને ગુમરાહ કરવા માટે ! કદાચ આપ સાહેબો પોતાનો મનઘડીત મસલો બદાવાળો પેશ કરો કે પ્રથમે ખુદાનો ઇરાદો હ. ઇસમાઇલ અ. ને ઇમામ મુકરર કરવાનો હતો, પણ પાછળથી તમારી માન્યતાના ખુદાના વિચારો ફેરવાઇ ગયા હોય ! અથવા તો રૂસવત ખાઇ કરી હ. ઇસમાઇલ અ. નો હક ગસબ કરી મુસીએ કાઝીમ સાહેબને તે ઓહદો આપવા નકી કીધુ હોય.

મારા દોસ્તો ! હુ તો જોઇ શકું છું કે ખરેખર તમો ભુલા પડયા છો. જો ઉપરની બાબત તમો માનતા હો, તો મોટી થાપ ખાઓ છો. બદા વિષે ઇમામ જાફર સાદેક (અ) ફરમાવે છે કે જે કોઇ માણસ એવો એતેકાદ રાખે કે ખુદા તઆલાએ કાલે એક કામ કીધું, એની બુરાઇ નહી જાણી અને આજે તેની બુરાઇને સમજી ગયો હોય કે કાલે મેં જે કામ કીધું, તે બુરૂં હતું ને તે કામ થઇ ગયા બાબત પશેમાન થયો હોય ! એવા અકીદા રાખનાર માણસથી હું બેઝાર છું. આવા એતેકાદ રાખનારને ઇમામ જાફર સાદેકે (અ) કાફર ઠરાવ્યા છે. સમજયા કે ભાઇ ગયન ! આ મુદો ઘણો સમજવા જેવો છે ને એ મુદા ઉપરથી સાફ દેખાઇ આવે છે કે ઇમામ જાફર સાદેકે (અ) હ. ઇસમાઇલ અ. ને ઇમામતની નસ કીધી પછી તે પાછી ફેરવી નથી. ખરેખર ઇમામ જાફર સાદેક અ. પછી ઇમામતનો હક હ. ઇસમાઇલ અ. સીવાય બીજા કોઇનો નથી. મુસીએ કાઝીમ સાહેબ કોઇપણ રીતે ઇમામતના હકદાર ઠરી શકતા નથી. આ

સરવે કાવત્રાં તમારા તે વખતના ઉલમાઓનાં છે, માટે ઇનસાફ પસંદ થાઓ ને હકના રસ્તા ઉપર ચાલો કે જેથી તમારી આકેબત સુધરી શકે.

અગર તમો બદાવાલો મસલો મંજુર રાખી, ખુદા અજ્ઞાન યા ભુલપાત્રવાળો ઠરાવી હ. મુસીએ કાઝીમ સાહેબની ઇમામત કાયમ રાખશો, તો એ બદાવાળા મસલાને મંજુર રાખતાં ક્યાંક ખુદા પાછો તમારી કરી કમાઇ ધુળમાં મેળવી તમારા જેવા જન્નતના દાવેદારોના માટે આખેરતમાં પાછી તેને બદા થઇ અને જહાન્નમમાં ધકેલી દે તો માર્યા જશો. ખુદાએ અત્યારે તમોને વાયદો કર્યો છે કે તમે "નમાઝ પડો, રોઝા રાખો નેક અઅમાલ કરો, તો કીયામતના દીવસે તમોને સીતેર સીતેર હુરો તથા ગીલમાન, સુંદર મહેલાતો, બાગબગીચા સાથેની બક્ષીશ કરીશ" પણ તે વખતે કદાચ તેને બદા થઇ ને ફેરવી પણ બાંધે, એ બનવાજોગ છે. તમારી માન્યતા પ્રમાણેના બદાના મસલાને લઇ તે વખતે ખુદાને બદા થઇ જાય તો એ શું ખોટું કહેવાય! પછી એવા બદા થનારા ખુદાના કોલ ઉપર કોણ ઇતબાર રાખશે? મ્હારા વહાલા દોસ્ત ગયન! આ બધા જુઠાણાંને તજો. હવે સુર્યની રોશનીના ઝળકાટ વડે અંધારૂં દુર દુર નાસવા લાગ્યું છે. ભલા વિચાર તો કરો કે ખુદાને બદા થવી એ ગપગોળો તમારા ઉલમાઓની ચાલબાજીઓના નમુના છે કે નહીં? ઇમામ જાફર સાદેક (અ.) ઇમામતની નસ હ. ઇસમાઇલ અ. નેજ કરી હતી ને તે ખુદાના હુકમ અનુસારજ થઇ હતી. ખુદાનો હુકમ જે થયો તે કદી પાછો ફરી શકતોજ નથી અને તેજ સાચી હકીકત છે. 'તમો માનો, ન માનો' તે સવાલ નથી ખરી હકીકત છુપી રહી શકતી નથી.

સાચી વાત તમો પાસે રજુ કરવામાં આવે, તો તે કાંઇ ખોટું તો નજ કહેવાય! પ્યારા ભાઇ ગયન! આપને મારી એટલી પણ અરજ છે કે આપ આ પુસ્તક પ્રગટ થયા પછી જવાબ-રૂપે જે કાંઇ પણ લખવા ઇચ્છા ધરાવો, તો તેમાં તે પણ ખુલાસો બહાર પાડશો, કે તમારા કહેવાતા બે પુસ્તકો જામેએ જફ્રર તથા સહીફએ ફાતમા, કે જેમાં ભુત ભવિષ્યને તો વર્તમાનની વાતો ક્યામત સુધીના વર્ણનો લખેલાં છે, તેમાં તમારી માન્યતાવાળા ઇમામ હ. મહમદ મહેંદી સાહેબ જે સામરાની ગારમાં ગેબ થઇ ગયા છે, તે હજુ કયાં સુધી ગારમાં રહેશે ને કઇ સાલ તથા કયા જમાનામાં જહુર ફરમાવશે, એ બાબત તેમાં લખેલી તો હશે, અને તે વિષે તમારા મુજતેહદોને તથા કાળી પાઘડીવાળાઓને કહી પણ ગયા હશે, માટે તે પ્રકાશમાં લાવી અજવાળું પાડવાની જરૂર છે ને તે હકીકત બાહેર પાડશો તો આપનો આભાર માનવામાં આવશે. હાલ તુર્ત તો અસ્સલામો અલયક મિન તાબેઇલ હોદા.



પરિશિષ્ટ अ

# મુતાઅ અને નિયોગ.

"ઇસ્નાઅશરી સચ્ચાઇનો સિંહનાદ"ના લેખક મી. ગયને પોતાના પુસ્તકના ૪, થા ૫ માં અને ૮ માં પ્રકરણમાં ".મુતાઅ"નો બચાવ કરવા માટે અને જાહેર પ્રજાની નજરમાં તેઓના માની લીધેલા ધર્મ સિદ્ધાંતો ઉતરી (હલકા પડી) જાય નહીં તે માટે ઇસ્માઇલી ધર્મમાં "નિયોગ"ની માન્યતા છે એવું બતાવવા નિર્જીવ પ્રયાસ કર્યો છે. ધર્મના વાદવિવાદો જ્યાં સુધી તેની યોગ્ય મર્યાદામાં થાય ત્યાં સુધીજ તે યોગ્ય છે. પોતાની કલમ પર કાબુ નહીં રાખી, પોતાની નિંદનીય માન્યતાનો બચાવ કરવા તાણીતુડી અન્ય ધર્મની ક્રિયાઓ પોતાના સામા પક્ષ વાળાના માથે ઠોકી બેસાડવી, તે હલકા દરજ્જાની અધમવૃત્તિ સિવાય અન્ય શું કહેવાય? મી. ગયને સીધા જવાબો આપવામાં અશક્ત નીવડવાથી "આડી લાકડીએ વેર વાળવાની" અધમ વૃત્તિ પ્રથા ધારણ કરી છે, તે દિલગીર થવા જેવુ છે. અમો આ વિષયમાં આગળ વધીએ તે પહેલાં એ જણાવવાની અગત્ય છે, કે ઇસ્માઇલી ધર્મ હિંદમાં આજથી સાતસો વર્ષ પુર્વે પીરમહાત્માઓના પ્રયાસને લઇ પ્રચાર પામ્યો હતો. તે દિનથી લઇ આજ દિન સુધી એક પણ ઇસ્માઇલીએ "નિયોગ"ની ક્રિયા કદીયે કરેલી છે એવું કોણ પુરવાર કરી શકે છે? અથવા ઇસ્માઇલી ક્રિયાઓના પુસ્તકમાં, મૌલાના હાઝર ઇમામના ફરમાનોમાં અથવા ધર્મને લગતા શાસ્ત્રોમાં ઇસ્માઇલીઓને

"નિયોગ" કરવાનું ક્યાં શિક્ષણ અપાયું છે? એક ધર્મને લગતી ક્રિયાઓ અગર બીજા ધર્મમાં હોય, તો બીજા ધર્મના શાસ્ત્રોમાં તેની વિગત અવશ્ય હોવી જોઈએ, કારણ લોકોની જાણ અને આચાર માટે એ ધર્મને લગતી ક્રિયાઓ અથવા ધર્મસાહિત્ય તેના અનુયાયીઓમાં તો પ્રચલિત હોવાં જોઈએ. મી. ગયનને અમો ચેલેંજ આપીએ છીએ કે તેઓ બહાઈ ધર્મમાંથી "નિયોગ"ની ક્રિયા સિદ્ધ કરી બતાવે.

મી. ગયને બહાઈઓ પ્રત્યેના દ્વેષ ભાવના પ્રવાહમાં તણાઈ, સત્યા સત્યનો વિવેક કર્યા વિના "મુતાઅ"ના બચાવમાં "તોહફતુલ હિંદ"નો આધાર લઈ, બહાઈ ધર્મ ઉપર "નિયોગ" તેઓની એક ક્રિયા હોવાનું પગણે ઠોકી બેસાડવા ફાંફા માર્યાં છે. એ માટે અમોને તેમની વિદ્વતા પર દયા આવ્યા વિના રહેતી નથી. બહાઈ ધર્મની વિશાળતા સમજ્યા પછી જો તેવું લખાણ લખવામાં આવત, તો કંઈક અંશે હજી યોગ્ય ગણી શકાત. પરંતુ એ વિષયમાં મી. ગયનનું અજ્ઞાન હોવા છતાં વાદવિવાદના અખાડામાં તેઓ ઉતરી પડી, પોતાના જ્ઞાનદીપનું પોત પ્રકાશમાં લાવી મુક્યું છે. બહાઈઓ પ્રત્યેક ધર્મના પુરૂષોને માનની નજરે જુએ છે. આત્મિક દ્રષ્ટિએ હિંદુ ધર્મના મહાત્માઓના દ્રષ્ટાંતોનો પણ વગર આનાકાની ઉપયોગ કરે છે. હિંદુઓના રામ અને કૃષ્ણ જેવા અવતારી પુરૂષોને તેવાજ દૈવી પુરૂષો માને છે અને તે ઇસ્લામની આજ્ઞા પ્રમાણેજ છે. પ્રત્યેક ભુમિમાં પયગમ્બર તથા એ ભાવને મળતી કુરઆને શરીફની આયતો શું એ હુકમ આપતી નથી? જો એ કારણેજ બહાઈ ધર્મને હિંદુ ધર્મ, અને તેની ક્રિયાઓને

હિંદુ ક્રિયાઓજ માની લેવામાં આવે, તો તે મોટી ભુલ કર્યા સમાન છે. ઇસ્લામના પ્રચાર પહેલાનો ઇતિહાસ તપાસતાં, એ બીના વધારે સ્પષ્ટપણે સમજાઇ આવે છે.

હઝરત ઇસા (અ.) ના આગમન પહેલાં હઝરત મુસા (અ.) ઉપર "તવરાત" નામક ધર્મ પુસ્તક નાઝિલ થયું હતું. હઝરત ઇસા (અ)નો કાળ આવતાં "ઇન્જીલ" નાઝિલ થઇ હાલના ખ્રિસ્તિ બાયબલમાં હઝરત મુસાની 'તવરાત' "જુના કરાર" અને હઝરત ઇસા (અ)ની 'ઇન્જીલ' "નવા કરાર" તરીકે એકજ પુસ્તક છે. ખ્રિસ્તિઓ 'તવરાત'ને માન આપે છે, તેને 'ઇલાહી ધર્મ પુસ્તક' માને છે, છતાં તેઓ પોતાને યહુદી-મુસાઇ નહીં, પણ ખ્રિસ્તિ તરીકેજ માને છે અને તેવાજ પ્રકારનું આચરણ રાખે છે. કુરાન શરીફમાં પણ ઉપલાં બંને પુસ્તકોને 'ઇલ્હામી' માનવામાં આવ્યા છે. ધર્મ પુસ્તક તરીકે સમસ્ત ઇસ્લામીઓ તેને માને છે. (જેમાં ઇસ્લામી હોવાના દાવા તરીકે "ઇશના-અશરી" ફીરકો પણ સમાઇ જાય છે) શું તેથી એક ઇસ્લામી યહુદી કે ખ્રિસ્તિ ગણાશે? યહુદી કે ખ્રિસ્તિ ધર્મની ક્રિયા તેના ધર્મની ક્રિયા માની લેવામાં આવશે? કદાપિ કોઇ માને, તો શું તેનો નિર્ણય કોઇ ન્યાયી મનુષ્ય એક ઇસ્લામીને ખ્રિસ્તિ કે યહુદી માનવાના પક્ષમાં આપશે? જો મી. ગયંનની બુદ્ધિને ઇસ્માઇલીઓની અદેખાઇ ભાવનાની લીલ ચઢી ગઇ ન હોત, તો તેમને ખુલ્લી આંખો વડે "નિયોગ" અને "વેદ" સાથે ઇસ્માઇલીઓને શું સંબંધ છે તે જણાયા વગર રહેત નહીં.

હઝરત યાકુબ સાથે ખુદાએ કુસ્તી લડી હતી અને હઝરત 'લુત' (અ)ની બે બેટીઓએ તેઓને દારૂ પાઇ નશામાં નાખી બાપના વીર્યથી દીકરાઓ મેળવ્યા હતા એવા 'તવરાત'માં ઉત્પત્તિના પ્રકરણમાં વર્ણનો આપેલાં છે. શું તેથી મી. ગયન એવું એક પળ માટે પણ કહી શકે, કે હઝરત યાકુબ (અ.) અને હઝરત લુત (અ.) ઇસ્લામીઓના પયગમ્બર છે એટલે આ આક્ષેપ ઇસ્લામ પર લાગુ થાય છે અથવા ઇસ્લામીઓ પણ અલ્લાહ સાથે કુસ્તી લડે છે અને તેઓમાં પુત્રીઓને બાપથી દીકરાઓ મેળવવાની ધર્મ ક્રિયા છે? જો કોઇ અક્કલનો આંધળો એમ કહેવા નીકળે તો તેના માટે સમાજ કેવો અભિપ્રાય બાંધશે? ઇસ્લામીઓ પયગમ્બરોને આવા પાપકર્મથી નિર્દોષ (માઅસુમ, માને છે. 'તવરાત' અથવા 'બાયબલ'માં તેવી વાર્તાઓ હોય, તો તે તેના ધર્મની થઇ જતી નથી. એજ કારણે ઇસ્લામમાં "તેહરીફ" અને "મનસુખ"ના મસલાઓ છે. ઇસ્માઇલીઓમાં પણ "વારો તેની આણ"નું સ્પષ્ટ સુચન એ ભાવ બતાવી આપે છે. આવી સ્થિતિ છતાં "તવરાત" અને "બાયબલ" ઇલહામી ગ્રંથો મનાય છે તેમ "હિંદુઇઝમ" પણ છે. આ ગ્રંથના દોષો ઇસ્લામને લાગતા નથી, તેમ ઇસ્માઇલીઝમને પણ "નિયોગ" જેવી ક્રિયાઓથી સંબંધ નથી.

આ સુત્રને રા. ગયન અને કાબા ક્રાં. ના સર્વ મેમ્બરોએ ખાસ કરી લક્ષમાં રાખવાની હું ખાસ ભાર દઇને ભલામણ કરૂં છું ઇસ્નાઅશરી માન્યતા મુજબની ગંદીલી "મુતાઅ"ની

સ્લામ સર્વ ઇસ્લામી ફિરકાવાળાઓને લાગુ પડતી નથી, એ મી. ગયન અને તેની ભાગીદાર ટોળીને માન્ય કરવુંજ પડશે, કારણ તેઓ સારી રીતે જાણે છે કે, જેમ ઇસ્માઇલીઓ વ્યભિચાર પોષક 'મુત્તાઅ'ને ધિક્કારે છે, તેવીજ રીતે એહલે સુન્નત વલ જમાઅતવાળાઓ પણ એ "બદચાલ"ને તિરસ્કારે છે હું તો માનું છું કે એ ટોળીના સભાસદોનો આશય ગુપ્ત રીતે "મુતાઅ"ના ઓઠમાં વ્યભીચાર પોષવાનો છે, અને સમય આવે ખુલ્લો પ્રચારનો છે, તેથી તેઓની નેમ "અઝાકારીયા ઉર્ફે શહમગાનીયા" ફિરકાના સિદ્ધાંતો લાગુ કરવાની છે, અને તેમ કહેવામાં હું વ્યાજબીજ ગણાઇશ. એક નિયમ અમુક પંથ કે ધર્મને લગતો હોય, તો તે નિયમ અન્ય ટોળાવાળાઓને લાગુ પાડવો એ કસોટી મી. ગયનનીજ યોજેલી છે. તમારી આ ધરવણાઉ થીયરીની અપેક્ષામાં શહમગાનીયા ફીરકાનો સિદ્ધાંત તમારા મતાવલંબીઓને લાગુ પાડવામાં હું નથી ધારતો કે તમો તમારા જાતી કથન મુજબ વાંધો લઇ શકો. પબ્લીકની જાણ અર્થે એ ફિરકાનો એઅત્તેકાદ કેવો છે, તેનો ટુંક ઉતારો અત્રે આપું છું.

મી. ગયન ! તમારા માનીતા ગ્રંથ મઝાહેબુલ ઇસ્લામમાં "ઇસ્લાત"ના જુદા જુદા ફિરકા ગણાવ્યા છે, તેથી તો તમે પરિચિત હશોજ અને તમો એ પણ જાણતા હશો કે, એ ફિરકાઓમાં "શહમગાનીયા"ઓને ચૌદમો ફિરકો જણાવ્યો છે. તમારી વિશેષ માહિતી સારૂ અને તમો પબ્લીકમાં "મુતાઅ"ની હિમાયત કરી, એ વિષયમાં તમારા ટોળાની માન્યતા તમારી તડમાં પ્રચાર કરવાનું સરળ થાય, તે માટે હું ઉક્ત ગ્રંથમાંથી નીચે મુજબના અવતરણ બહુમાન અર્પણ કરૂં છું. "ઔર બદુન અકદ કે નિકાહ કરના જાયઝ

હય, ઔર કેહતે હંય કે ચું કે મહમ્મદ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ સરદારાને કુરૈશકી તરફ, જો નિહાયત સરકશ ઔર મુત્તકબ્બર થે, મગ્લુબ હુએ થે, ઇસ લિયે ઉનકે તકબ્બુર ધાને ઔર તાઅલ્લા તોડનેકે લિયે સિજદા કરનેકા હુકમ દિયા, અબ હિકમતકા ઇકતઝા યેહ હય કે, આદમીયોં પર ઔરતોંકી ફરૂજ મુબાહ કરકે ઉનકા ઇમ્તેહાન કરના ચાહીએ. પસ આદમીયોંકો રવા હુય કે અપને અઝીઝાં ઔર દોસ્તોં ઔર બેટોંકી ઔરતોંસે મુબા શરત કરેં, મગર શર્ત યેહ હુય કે દોનોંકા મઝહબ એક હો.

ઔર કેહતે હુંય કે અગર શખ્સ ફાઝલ અપનેસે કમ દરજજેવાલેકે સાથ વત્તી (ગુદા પ્રયોગ) કરે, તો યેહ બાત ઉસકે લિયે જાયઝ હુય, તા કે વોહ અપને નુરકા વજુદ ઉસ મફઝુલમેં દાખલ કરે. ઔર અગર વોહ મફઝુલ ઉસ ફાઝલકો વત્તી કરને ન દેગા, તો વોહ મફઝુલ દુસરે દૌરેમેં, કે બાઅદ ઇસ દૌરકે આનેવાલા હુય, ઔરતકી સુરતમેં બદલ જાએગા. (પૃષ્ઠ ૧૬૬.)

મી. ગયન! આવી માન્યતા તમારી ટોળીમાં હોવાનો તમારાથી અસ્વિકારતા થઇ શકનાર નથી હાજી નાજી કૃત 'આદાએ મુઝામેઅત"ની પહેલી આવૃતી તો તમોએ વાંચી હશે? જરાયે સંકોચ વિના એ તમારા ખયરૂઝ ઝાકિરીને ઇમામોને નામે નિર્લજ હદીસો ટાંકી છે, અને સફરમાં કે અન્ય સંજોગોમાં કામકેલી અર્થે કેટલીક રીતીઓ પણ આપી છે. તમારે અને ઇસ્લામી માન્યતા વચ્ચે તો કરોડો કોસોનો અંતરાય છે અને જો છે, તો તે ઇલ્મગાનીયા ફિરકાઓ પુરતોજ, ક.રણ કી ઇસ્માઇલીનાં અપલેખ 'નિંદા

પુજન'માં કહ્યું છે તેમ, "તુ મહ્ની કુમ્હારકી તુજહે રામસે ક્યા કામ?" એ મુજબ તમે તો 'નિંદા પુજક" છો. તમારે ઇસ્લામ સાથે લેવા દેવા શું? 'મા બ્હેનને ભોગવવા રેશમના કપડા વિગેરેની આડ'એ ઇસ્લામનું શિક્ષણ કેહનારાઓ માટે તો ડુબી મરવું બહેતર છે.' પોતાના ઘરમાંનો 'સલ્મગાનીયા' ફજેતો ઢાંકવા મી. ગયત તમોએ "તેહફતુલ હીંદ"નો જે આશરો લીધો છે તેની પોલ એથી ખુલી જાય છે. હવે હું અન્ય રીતે નિયોગની ચર્ચા કરૂં છું.

મી. ગયને પોતાની મતલબ સિદ્ધ કરવા ખાતર "તોહફતુલ હિંદ"ના અવતરણ પોતાના ઉપર દર્શાવેલા ત્રણ પ્રકરણમાં આપ્યા છે અને તેમાંથી "નિયોગ"ની સિદ્ધી બતાવી ઇસ્માઇલીઓ ઉપર તે ચોંટાડવા પાના ચીતરી માર્યા છે. મી. ગયન ઉતાવળા થવામાં એટલુંયે ભુલી જાય છે કે, "નિયોગ" હીન્દુ શાસ્ત્ર સંગત છે કે નહીં અથવા મી. ગેન જેવા દોઢ ચતુરોએ તેને પણ ધર્મના આડમાં વ્યભિચાર ખેલવાની મુતાઅને મળતું સ્વરૂપ આપી એક પ્રથા ઉભી કરી છે. હું "નિયોગ"ની સમાજીઓની માન્યતા વિષે માત્ર વિવાદ શાસ્ત્રની ફરજની રૂએ લખું, તે પહેલાં એ ખુલાસો કરવાની અગત્ય છે, કે નિયોગથી ઇસ્માઇલીઓને કોઇપણ પ્રકારનો સંબંધ નથી. માત્ર શુદ્ધ વૈદિકશાસ્ત્રોમાં તે હસ્તી ધરાવે છે કે નહીં એ બતાવી મી. ગયનનું વૈદિક ધર્મનું કેવું બ્હોળું જ્ઞાન છે તે મને દર્શાવવાનું છે!!

ખ્રિસ્તિ–ઇસ્લામ ધર્મથી પ્રભાવિત થઇ છેલ્લી અર્ધી સદી પર સ્વામી દયાનંદે હિંદુ ધર્મમાં એ લોકોના સુધારા દાખલ કરવા એક નવો ચીલો પાડી કાઢ્યો હતો અને તેમાં પોતાના મનગમતાં

કેટલાંક આકર્ષણોએ રાખ્યાં. ખરૂં જોતાં આ સ્વકલ્પિતજ હતું, પરંતુ તે માન્યતા લોકોને મનાવવા તેઓએ વેદમાંથી હોવાનું દેખાડવા મારી મચડીને શ્લોકો ને મંત્રોના ગમે તેવા અર્થો કર્યા. શ્રીયુત સાયણ જેવા પ્રમાણભૂત ટીકાકારોના ભાષ્યો સામે તેઓની પોલ ઉઘાડી પડી જતી હોવાથી સ્વામીજીએ તેના ભાષ્યને બનાવટી અર્થોવાળા જણાવ્યા અને હિંદુસ્તાનમાં સેંકડો વર્ષ પૂર્વે કરવામાં આવેલા વેદના અર્થ તેઓના આવ્યા અગાઉ કોઇએ સમજ્યાજ નથી એવું કહેવાની ધૃષ્ટતા કીધી. (સમાજીઓ પેઠે ખોજા કહેવાતા ઇસ્નાઅશરીઓના ધર્મમાં પણ એવોજ એક ફાંટો છે. ભોળાઓને ફસાવી પોતાના ધર્મનો પ્રચાર કરવાનું આકર્ષક થાય અને મુજતહેદો, ઝાકીરો ધર્મની આડમાં લખનવી લીલા ચલાવવાનું સુગમ થઇ પડે તે માટે તેઓએ "નિયોગ"ના મળતા "મુત્તાઅ" ગોઠવી માર્યા હોય તો કાંઇ અજબ થવા જેવું નથી)

મી. કાલુરામ નામના એક સનાતની વિદ્વાને વેદ સમૃતિ અને પૂરાણોથી "નિયોગ"ની માન્યતા સનાતનીઓમાં નહીં હોવાનું સિદ્ધ કર્યું છે, અને તેનું હાલનું સ્વરૂપ એ સ્વામી દયાનંદનીજ શોધ છે, એ તેમણે "નિયોગ" પરના પોતાના દળદાર પુસ્તકમાં દેખાડી આપ્યું છે.

વેદના કેવા અનર્થ કરી સ્વામી દયાનંદે નિયોગની માન્યતા ઘડી કાઢી છે તે બતાવવા રા. કાલુરામ સનાતની વિદ્વાને વેદ મંત્રો, સમૃતિ અને પૂરાણોના તે બાબેના મંત્રો આપી, લંબાણ ટીકા કરી છે. હું માત્ર નમુના તરીકે ઋગવેદનો એક મંત્ર તથા પૂરાણના એકાદ દાખલા પરથી એ બતાવીશ. મી. ગયને લીધેલો આધાર સનાતની વૈદિક ધર્મથી કાંઇ

સંબંધ ધરાવતો નથી માત્ર આર્યોની અર્થારળા છે એ તેથી દેખાઈ આવશે. દાખલા તરીકે ઋગવેદનો એક શ્લોક લઈશું.

ઇમાંત્વ મિન્દ્ર મીઢવ, સુપુત્રાં સુભગાં કૃણુ!
દશાસ્યાં પુત્રાના ધેહિ, પતિ મેકાદશં કૃધિ!!

(ઋગ. મ. ૧૦ સૂ. ૮૫ મ. ૪૫.)

મી. કાલુરામ સનાતની પોતાનાં "નિયોગ" નામના પુસ્તકનાં ૩૩ મા પાના ઉપર આ પ્રમાણે સ્વામી દયાનંદે કરેલો તરજુમો આપે છે. "હે (મીઢવ ઇન્દ્ર) વિર્ય સિંચવામાં સમર્થ ઐશ્વર્ય યુકત પુરૂષ તુ આ વિવાહિત સ્ત્રી વા વિધવા સ્ત્રીઓને શ્રેષ્ટ પુત્ર અને સૌભાગ્યયુકત કર. આ વિવાહિત સ્ત્રીમાં દશ પુત્ર ઉત્પન્ન કર અને અગ્યારમી સ્ત્રીને માન. હે સ્ત્રી! તું પણ વિવાહિત પુરૂષ અને નિયુકત પુરૂષોથી દશ સંતાન ઉત્પન્ન કર અને અગ્યારમો પતિને સમજ."

મી. કાલુરામ ટીકા કરતાં જણાવે છે કે, આ મંત્રમાં ઉંડી ચાલાકીથી કામ લેવામાં આવ્યું છે. (પૃષ્ઠ ૩૪) સ્વામી દયાનંદે "ઇમાંત્વ મિન્દ્ર મીઢ્વ" વાળા આ મંત્રમાં ૧૧ પતિ માંગવાનો અર્થ કર્યો છે. પહેલો પતિ થયો તો તેનાથી અગ્યાર પતિ કરવાની આજ્ઞા માંગી...એ પ્રમાણે જેટલા વિવાહ થશે એટલા પતિઓમાં પ્રત્યેકથી અગ્યાર અગ્યાર પતિ માંગશે. જો મંત્રમાં કહેલા અગ્યાર પતિનો નંબર આવી ગયો તો પછી અગ્યારથી અગ્યાર પતિ માંગશે. આર્ય સમાજી વિવાહનો આ હાલ છે. આગળ ચાલતાં સ્વામી દયાનંદ આ મંત્રમાં અગ્યાર નિયોગ કહે છે (પૃષ્ઠ ૫૯) મારૂં કહેવું એ છે કે

આ મંત્રમાં તો આર્ય સમાજીઓએ પતિવ્રતાઓથી વેશ્યાઓના કાનો કપાવી નાખ્યા છે. (પૃષ્ઠ ૫૧).

"આ મંત્રનો આ અર્થ સાક્ષી આપી રહ્યો છે કે, સ્વામી દયાનંદજીને "લઘુ કૌમુદી" તથા "સારસ્વત" શીખેલા વિદ્યાર્થી જેટલુંયે વ્યાકરણ જ્ઞાન ન્હોતું. જો હતે તો "એકાદશમ" "અગ્યારમા"નો અર્થ "અગ્યાર" કરતે નહીં. જો જરાએ વ્યાકરણ સ્વામી દયાનંદ જાણતા હોત તો "પતિમ" વિશેષ્યનો વિશેષણ "એકાદશમ"ને ભૂલીનેયે બહુવચની ન સમજી લેતે અને "એકાદશમ" જે પૂર્ણાર્થ પ્રત્યય છે તેને સંખ્યાર્થ માની અર્થનો અનર્થ ન કરી દેતે...આ મંત્રનો મૂળ અર્થ આ છે:—

"હે સર્વ સુખકારી પદાર્થોની વર્ષા કરવાવાળા (આ (મીઢવ) નો અર્થ થયો.) (ઇન્દ્ર) પરમ ઐશ્વર્ય યુક્ત ઇન્દ્ર દેવ (તત્વમ) તમો (ઇમામ) આ વિવાહ-હિતા સ્ત્રીને (સુપુત્રામ) સુપુત્રોવાળી અને (સુભગામ) સૌભાગ્યવતી (કૃણુ) કર. (અસ્યામ) એમાં (દશ) દસ (પુત્રાન) પુત્રોને (આધેહિ) ઉત્પન્ન કરો અને અગ્યારમો પતિ જીવતો રાખો."

આ મંત્રનો એ મૂળ અર્થ છે. વર ઇન્દ્ર-ઇશ્વરથી વિવાહ કાળમાં આ પ્રાર્થના કરે છે. જેનો સ્વામી દયાનંદે નિયોગ બનાવ્યો છે. (પૃષ્ઠ ૫૩-૫૬) કાલુરામ સનાતની આર્ય સમાજીઓને લઇ વૈદિક ધર્મની અન્ય પ્રજામાં કેવી હાસી થાય છે તે માટે નિશ્વાસ નાખતા લખે છે કે, ઇસાઇ અને મુસલમાન લોકો "દયાનંદના અર્થો જોઇ વેદને કોકશાસ્ત્ર બતાડવા લાગ્યા, વેદના મહત્વને તેથી ધકકો લાગ્યો."

ઉપલા માત્ર એકજ મંત્રથી મુળ વૈદિક ધર્મ અને દયાનંદી મત કેટલો બધો વેગળો છે તે સ્પષ્ટ સમજાય છે. મી. કાલુરામે પુષ્કળ મંત્રો આપી ટીકાઓ કરી છે પણ સ્થળ સંકોચને લઇ તેની ચર્ચા અત્રે કરવાનું મુલ્તવી રાખું છું. ઉપરાંત મ્હેં તો માત્ર એક દાખલોજ આપ્યો છે, કારણ એતો હું અગાઉ બાપોકાર ચેલેન્જ સાથે જાહેર કરી ગયો છું કે, "નિયોગ"થી ધરમાધલીઓને કંધએ લેવા દેતા નથી. મ્હારે તો એ સીદ્ધ કરવાનું હતું કે, મી. ગયને આપેલા "તોહફતુલ હિંદ"ના અવતરણો દયાનંદી અથવા અવૈદિક લોકોના છે. મી. ગયને પૂરાણોમાંથીયે કેટલીક એવીજ વાતો લખી છે અને તેમાં પણ તેઓએ ઉલગબરડી બાંધી છે. "તોહફતુલ હિંદ"ના કાર્યનો તેઓ ભાવ સમજ્યા નથી, અને કપાસ તથા મીઠાનો ભાર લઇ બે ગધેડા નદી ઓળંગતાં કપાસવાળો મીઠાવાળાના વાદે મરણ પામ્યો તેવી રૂઢી આચરી છે. "વા કઇ દિશામાં વાય છે તે બતાવવા તણખલું પુરતું છે" એ ન્યાયે સ્મૃતિ અને અન્ય શાસ્ત્રોના અવતરણો અને ટીકાઓ પણ હું અત્રે આપતો નથી. નિયોગના વિષયમાં હિંદુધર્મનો મત જાણવો હોય તો કાલુરામ કૃત "નિયોગ" કાનપુરથી મંગાવી લેવું.

હવે બીજા મુદ્દા ઉપર આવતાં કહીશ કે કેટલીક વાતો ધર્મમાં દષ્ટાંતિક કહેલી હોય છે અને સારી નરસી બંને બાજુનો ખ્યાલ આપવાનું તત્વ તેમાં સમાયલું હોય છે. જો કોઇ અધમવૃતિનો પુરૂષ અવળો અર્થ કરે તો તે તેની મનોવૃતિનુંજ સુચન કરે છે એવુંજ ગણાય. કુરઆન શરીફમાં

નમરૂદ, શદ્દાદ, કારૂન, હઝરત લુત (અ.) ની દુરાચારી કોમ વિગેરેના દ્રષ્ટાંતો છે. જો કોઇ એવું કહેવા નીકળે, કે કુરઆન શરીફ જેવા પવિત્ર ગ્રંથમાં તેઓના નામ આપ્યાં છે, એટલે તેઓ મહાત્મા હોવા જોઇએ અથવા તેઓના જેવાં કામ કરવાં જોઇએ, તો તે પુરૂષ પોતાની બુદ્ધિનુંજ લીલામ કરે છે. કુરઆનમાં "સુરે-યુસુફ" નામની સુરા સ્ત્રીઓ માટે વાંચવી યોગ્ય મનાઇ નથી. તેમાં ઝુલેયખા અને હઝરત યુસુફ પયગમ્બરની પ્રેમવાર્તાનોયે ભાગ છે. શું તેથી એમ ગણાશે કે કુરઆન કરીમ પ્રેમવાર્તા શીખવે છે? "અહેસનુલ કસસ" શું તેને એ કારણે કહેવામાં આવે છે? અધમ મનોવૃતિના લોકોજ તે ઉપર ટીકા કરશે અને તેવાઓ માટે કવિ ઝોક કટાક્ષ યુકત કહે છે કે,

કુચ્છ ,ગુઝરે ગુમાં ઔર ન દિલમેં તેરે કાફીર,
યાદ ઇસ લીયે મંય સુરએ યુસુફ નહીં કરતા!

કાફીર વૃતિના લોકોને તો તેઓની ગંદી મનોવૃતિના પડધાને લઇ તેમાં "મુત્તાઅ" અને "નિયોગ"નાજ દર્શન થશે.

મી. ગયન ૧૪૪ માં પૃષ્ઠ ઉપર લખે છે કે, "મુતાઅ મોટામાં મોટી ઇબાદત છે તેમ મી. સિંધી લખે છે પણ નામદાર આગાખાન પણ ઇશનાઅશરી હતા, (અથવા છે.) અને ઇશનાઅશરી બાનુના પેટનાજ પાકયા છે. તો તેઓ ઇશનાઅશરી હોતાં તમારા મત મુજબ તેઓ પણ તેવી ઇબાદત કરતા હશે કે કેમ?"

મી. ગયનની બુધ્ધી ઉપર અફસોસ થાય છે, કે તેઓ એક તરફથી શર્મના માર્યા મુતાઅને ઇબાદત માનવા

અંગીકાર છે. બીજી તરફ તેઓના ધર્મશાસ્ત્રો જુદુંજ બતાવે છે. ત્રીજી તરફ તેઓ નોખોજ બચાવો કરે છે. તેઓના મોઢાની વાતો સાચી માનવી? અથવા લાખો ઇસ્નાઅશરીઓ પોતાની ધાર્મિક ક્રિયા જેના આધારે કરે છે એવાં પુસ્તકને અસત્ય માનવા? મી. ગમન મુતાઅ ઇબાદત જેવી સવાબની ચીજ છે કે નહીં તે જુઓઃ-

"શૌહર (મુતાઅ કરનારનો અર્થમાં) મુતવજ્જેહ હો જવઝાસે અપની અયસા કે રાહમેં ઉસને તલવાર ખેંચી હો વાસ્તે જહાદ કે, જબ મુજામેઅત કરે તો ગુનાહ ઉસકે ગીરતે હૈં, મીસ્લ ગીરને પત્તે દરખ્ત કે. જબ ગુસલ કરે ગુનાહસે પાક હોતા હય.

"જો શખ્સ મુતાઅ કરે ઉમરમેં એક મરતબા વોહ અહલે બેહિસ્તસે હય......અઝાબ ન કીયા જાએગા વોહ મર્દ ઔર ઔરત પર કે મુતાઅ કરે.' તોહફતુલ અવામ પૃ. ૨૭૧ બાબ ૧૨ મો મુતાઅના સવાબવાળું પ્રકરણ.

મી. ગમનનો ઇબાદત જેવા સવાબનો મુદ્દો નહીં સ્વીકારવાની પોલ આથી ખુલી જાય છે. મુતાઅ કરનાર જહાદ માટે તલવાર ખેંચતો હોય તેમ પુરૂષ સ્ત્રી તરફ રજુ થાય. એક વેળા મુતાઅ કરનાર સીધો જન્નતનો હકદાર થઇ જાય છે. જે ધર્મ આવા પ્રકારની ક્રિયાઓનું શિક્ષણ આપતો હોય તેની નીતિમત્તા, આત્મિકતા કેવા ઉતરતા પ્રકારની હોવી જોઇએ? લખનોની નવાબી, વાજીદઅલીની ઇંદરસભા આ શિક્ષણના વિકારી પરીણામો તો નહીં હોય? કારણ ધર્મના ઓથામાં કાયદાપુર્વક વ્યભિચાર

કરનારને એ ધર્મ "અઝાબ" ન થવાની સર્ટીફીકેટ લખી આપે છે. અઝાબમાંથી ઉગરી જવાય, બહિશ્ત મળી જાય એનાથી વિશેષ ઇબાદત અને સત્કાર્ય કયું હોય?

મુતાઅ કરવા આગળ સેગો પઢવો પડે છે એવું મ્હારા મિત્ર ગવન લખે છે અને તે અરબીમાં હોય છે. જો કોઇને અરબીમાં પઢવા નહીં આવતું હોય તો પોતાની માતૃભાષામાંજ પઢી લેવાની જોગવાઇ રાખી અઝીમ સવાબના(?) કામને સરળ બનાવવામાં આવ્યું છે. બસ મીયાં બીબી રાજી થાય કે ચોકકસ મુદત માટે ધણી ધણીયાણી તરીકે રહે, અમન ચમન કરે! નહીં ધર્મનો ડર, સમાજની બીતી કે સરકારની ધાસ્તી!! ગળુ દાબી દાઢીને મખરઝ કાઢવાનીયે કડાકુટ નહીં. તોહફતુલ અવામના પૃષ્ઠ ૨૭૨ માં લખે છે કે "અગર ઇન સેગોંકે પઢને પર કાદર ન હો ઔર દુસરા પઢનેવાલા મુમકિન ન હો તો અપની ઝબાનમેંભી મુતાઅ કર સકતે હો. ઇસ તરેહકે ઔરત કહે કબુલ કિયા મયને મુતાએકે વાસ્તે અપની ઝાતકે ઇસ કદર મહેર (પૈસા) ઔર મુદત પર. મગર ઝરૂર હય કે ઔરત ઇન કલેમાતકો મુત્તસિબ કહે, યાને પહેલેસે યેહ કલેમાત ઉસકો યાદ હો.

ઉસુલે કાફીમાં મુતાઅનું એક જુદુ પ્રકરણ લખવામાં આવ્યું છે હદીસો આદિના માટે ઇસ્નાઅશરીઓનો પ્રમાણભૂત આ ગ્રંથ છે ઇસ્નાઅશરી મુતાઆચાર્યો પોતાના ધર્મ સાહિત્યમાં ઇમામોના નામે હદીસો ઘડવા તથા તેઓના પોતાના જીવનમાંથી બનાવટી એવા દાખલાઓ બતાવવા પણ અટકયા નથી. તેમાં

હઝરત અલી (અ૦) થી હઝરત ઇમામ જાફર સાદિક (અ૦) જેવા પવિત્ર આત્માઓ પણ સમાઇ જાય છે. જેઓ પોતાના ઇમામનું યે સન્માન જાળવતા ન હોય, એવા પવિત્ર પુરૂષોના નામે જુઠાણાઓ ફેલાવતા હોય, તેઓ બીજાઓ સાથે ગાળગળો-ચથી વર્તે એમાં નવાઇ શું ?

મી૦ ગયનં નતાઅનો કટાક્ષ મૌલાના હાઝર ઇમામ અને માતા સરકાર પર કરવાએ અટકયા નથી. નામદારશ્રી ઇસ્મા-ઇલી ફીરકાના ઇમામ છે એ કોર્ટો અને તવારીખોમાં પુરવાર થયલું છે એટલે અહીં આ ચર્ચા કરવાની જરૂર નથી "ઇમા-મતની મૌજુદગી તથા આ દુન્યામાં હાઝર અને જાહેર હોવું" એની હું આ પુસ્તકમાં ધર્મશાસ્ત્રોના પ્રમાણોથી દલીલો આપી ચૂકયો છું. મી૦ ગયનને હું એમ પુછીશકે આજથી ૬૦ વર્ષ ઉપર મહુવા વિગેરેના કેસો અગાઉ તથા ૨૦-૨૫ વર્ષ ઉપર ઇસ્માઇલીમાંથી ખોજા ઇસ્નાઅશરી તરીકે જ્યારે તમારી તડ જુદી પડી, ત્યારે શું નિયોગનો ચાલ ઇસ્માઇલીઓમાં ચાલુ હતો ? જુદા પડેલા ભાઇઓના સગા સંબંધી નરનારીઓને નિયોગનો અનુભવ થયો હતો? ન્યાયની રાહે એ લખવા કૃપા કરશો. મુતાઅ આટલી પવીત્ર વસ્તુ "તોહફતુલ અવામ"ના કર્તાએ લખેલી હોતાં હજી પણ આપને ત્યાં મુતાઅ થાય છે? લખનઉ દીલ્હી, ઇરાક કે ઇરાન તે માટે મુસાફરો જાય છે કે? જો મુતાઅ ખરેખર ધર્મ ક્રીયાઓના પુસ્તકમાં-તફસીરોમાં-મહત્વપુર્વકની ગણવામાં આવી હોય, તો બેશક તે આચરણમાં પણ ઉતરતી હોવી જોઇએ. વ્યભીચાર જેવો તમારી માન્યતા મુજબ તો તેમાં

કલંક નથી એમેય કહેવામાં આઘાત તો નજ થાય? પ્રથમ એ બાબતની તમારા તડમાં પુરતી તપાસ કરી મુતાઅના ઝળકતા સબોભર્યા રીપોટ બ્હાર પાડશો અને તે પછી પરમાધુલીઓને ત્યાં નિયોગ કે મુતાઅ થાય છે કે નહીં તેની ખબર લેશા.

મુતાઅ અને નિયોગની બાબતમાં એક મોટું પુસ્તક તૈયાર થાય એમ છે. મ્હારે તો પરીશીષ્ટ તરીકે ટુંકમાં દીશા બતાવવાની હોતાં આટલેથીજ અટકું છું,

હકીર: બચલ.



પરિશિષ્ટ (ब)

# આભાર પત્રિકા.

(શેષ અંશ.)

૧૨૫ વારસ જીવાભાઇ ભાણજી (બરમા) રંગુન
૧૨૫ આલીજાહ અલીભાઇ મહામદ ,,
૧૨૫ શેઠ અલીભાઇ હકીમજી ,,
૧૦૦ ,, અલાદીનભાઇ ગુલામહુસેન પદમશી મુંબઇ
૧૦૦ ,, મગલાલ મોહનલાલ, પ્રેસીડેન્ટ કા. હિ. મંડળ ,,
૫૦ આલીજાહ ઇસ્માઇલભાઇ વીરજી માધાણી જે પી.
પ્રેસીડેંટ, કા. સુ. કા. મુંબઇ
૪૦ ,, ઇસ્માઇલભાઇ પુંજા મેમ્બર
કા. સુ. કા. જામનગર
૨૫ મુખી નજરઅલીભાઇ હાસમ મુંબઇ
૨૫ વારસ કરીમભાઇ કાસમ સીંધ હૈદ્રાબાદ
૨૫ શેઠ વલીભાઇ ખટાઉ સાલુઆણી ,,
૨૫ ,, ગુલામહુસેન બંદા સોમજી મુંબઇ
૨૫ ,, ખલફાનભાઇ લાલજી પ્રેસીડેન્ટ, વર્ધા કાઉન્સીલ વર્ધા
૨૦ ,, શામજીભાઇ મેઘજી કરાંચી
૧૫ ઇત્તિમાદી ફદુભાઇ પીરૂ સીંધ–કરાંચી
૧૫ શેઠ હસનઅલીભાઇ લાલજી, પ્રેસીડેન્ટ કરાંચી કાઉન્સીલ ,,
૧૫ વારસ કરીમભાઇ ઇસ્માઇલ મુંબઇ
૧૫ શેઠ ઇ. ઇ. ખેરાજની કું. રંગુન
૧૨ ,, મુરાદઅલીભાઇ વલી હેડ માસ્તર, બગીચા સ્કુલ કરાંચી
૧૦ ,, કરીમભાઇ રહીમ ઝૈનુલઆબેદીન મુંબઇ
૧૦ ,, કરીમભાઇ અલાના સેક્રેટરી, લાયબ્રેરી કરાંચી

૧૦ શેઠ મહામદભાઇ મુખી બંદાલી ગુલામાણી કરાચી
૧૦ ,, કાનજીભાઇ વલી પ્રીટોરીઆવાળા મુંબઇ
૧૦ મુખી કરીમભાઇ કુરજી ,,
૧૦ શેઠ ગુલામહુસેનભાઇ ખટાઉ સાલુઆણી સીંધ-હૈદ્રાબાદ
૧૦ ,, જુમાભાઇ જીવરાજ પોંડરકવડા
૧૦ મુખી જમાલભાઇ પ્રેમજી ,,
૧૦ કામડીયા કરીમભાઇ લાલજી વર્ધા
૧૦ કામડીયા પ્રેમજીભાઇ પાંડરકવડા
૧૦ શેઠ ભાણજીભાઇ નાનજી ઇટારસી
૧૦ ,, અબ્દલાભાઇ વલી સાલુયાણી બી. એ. (પ્લીડર) સીંધ-કરાચી
૧૦ ,, રહીમભાઇ અબ્દરહેમાન ભગત મુંબઇ
૫ શેઠ અલુભાઇ હુસેની નંદુ સીંધ કરાંચી
૫ મુખી જુમાભાઇ સબજાઅલી ,,
૫ શેઠ જાફરભાઇ નુરમામદ ,,
૫ ,, મહામદભાઇ હાશમ ચંદુઆણી ,,
૫ ,, દાતુભાઇ બચલ ,,
૫ ,, કારાભાઇ કરીમ ,,
૫ ,, કરમાલીભાઇ બચલ ,,
૫ ,, વેલજીભાઇ ગુલામહુસેન ,,
૫ ,, રહેમતલાભાઇ પારેદીના સાલુઆણી ,,
૫ ,, જનતઅલીભાઇ ખલફાન ,,

## સુધારો.

વારસ ગુલામહુસેનભાઇ મોલેદીના નામે "૨૨૫" નકલો છપાઇ છે, તેને બદલે '૨૫૦" સુધારીને વાંચવું.

ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટ પ્રેસ ડીપાર્ટમેન્ટના
ઓન. સેક્રેટરી રહેમતુલ્લાભાઇ વીરજીએ ધી ખોજા
સીંધી પ્રીન્ટીંગ પ્રેસ ૧-૪ ડોંગરી સ્ટ્રીટ ભીમપુરા
મુંબઇ નંબર ૯ માં છાપ્યું.